# કાઠિયાવાડની લોકવાર્તાઓ ભાગ બીજો




ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

# કાઠિયાવાડની લોકવાર્તાઓ

[ ભાગ બીજો ]

લેખક અને પ્રકાશક :

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

તંત્રી : 'શારદા'

સોલ એજન્ટસ :

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. વડોદરા

# આદિવચન

"રાયચુરાભાઈ, કાઠિયાવાડમાં લોકસાહિત્ય હજુ કેટલુંક છે ?"

લોકસાહિત્યનો એક દાયરો બહુચરાજીમાં જામ્યો હતો. લોકગીતો, લોકભજનો, દૂહા અને લોકવાર્તાઓનો કાર્યક્રમ પુરો કરી હું અને મારા ભેરૂબંધ શ્રી ગઢવી મેરૂભા વ્યાસ પીઠપરથી નીચે ઉતર્યો એ વખતે એક શ્રોતાએ ઉપર મુજબ પ્રશ્ન કર્યો.

એ પ્રશ્ન પાછળ પૂછનારની લોકસાહિત્ય તરફની મમતા અને ભક્તિ જોઈ હું એને અમારા ઉતારા સુધી અમારી સાથે લઈ આવ્યો.

લોકસાહિત્યના કાઠિયાવાડ, ગુજરાત અને કચ્છમાં હજુ ભંડાર ભર્યા પડયા છે. કાઠિયાવાડને ટીંબે ટીંબે પ્રેમશૌર્યની કથાઓ જેને સાંભળવાને કાન હોય એને રોજ સંભળાયા કરે છે, કાઠિયાવાડને ગોંદરે ગોંદરે અને પાદરે પાદરે ઐતિહાસિક પ્રસંગો આલેખતા પાળિયાઓ સંશોધકોનું સ્વાગત કરી રહ્યા છે, કાઠિયાવાડને ફળિયે ફળિયે ચાંદલિયાના અજવાળિયામાં કોકિલ કંઠે ટહૂકતી કોયલો સમી આહિરાણીઓ, મેરાણીઓ, રજપુતાણીઓ, ખવાસણો, કણબણો, સિંધીયાણીઓ, અને ચારણિયાણીઓ લોકગીતો દ્વારા લોકજીવનના અનેક પ્રસંગોને અમરત્વ અપાવી રહેલ છે એ હકીકત એ

પ્રશ્ન પૂછનારે જ્યારે અમારી પાસેથી સાંભળી ત્યારે એણે કાઠિયાવાડને પ્રવાસે આવવાની આતુરતા બતાવી.

જ્યારે એણે સાંભળ્યું કે જેટલું લોકસાહિત્ય આજે પ્રકાશન પામ્યું છે એ તો એ ધરતીના ધાવણની એક શેડ માત્ર છે ત્યારે એની જીજ્ઞાસા ઓર વધી.

કાઠિયાવાડના લોકસાહિત્યના ભંડારોમાંથી હજી પુરા પચ્ચીસ ટકા પણ બહાર આવ્યા નથી અને પોણોસોથી એંસી ટકા હજુ એ સાહિત્ય કંઠસ્થ છે ત્યારે એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

આ તો થઈ કાઠિયાવાડની વાત. કચ્છ અને ગુજરાત હજુ લોકસાહિત્યના ભેખધારી સંશોધકોની રાહ જોઈ રહ્યાં છે. એ બન્ને પ્રદેશો પરિવ્રાજક બની અભ્યાસીઓએ ખુંદવા જેવા છે. પ્રશ્ન પૂછનાર એ ગુજરાતી શ્રોતાને આ વિચાર બહુ ગમ્યો અને ગુજરાતના લોકસાહિત્યના મારા સંશોધનમાં એણે સહાય આપવા ઉત્સાહભરી તત્પરતા બતાવી.

આ રીતે ૧૯૨૪ ની સાલથી 'શારદા' ના પ્રકાશન પછી લોકસાહિત્યના સંશોધનની મારી પ્રવૃત્તિ વધતી ચાલી. 'કાઠિયાવાડની લોકવાર્તાઓ ભાગ ૧ લો,' 'સોરઠી વીરાંગનાની વાર્તાઓ,' 'વ્યાસજીની વાર્તાઓ,' 'રસીલી વાર્તાઓ,' સોરઠી લોકવાર્તાઓ' એ સર્વ સંગ્રહોદ્વારા લોકવાર્તાઓનું સાહિત્ય મેં મહાગુજરાતને ચરણે ધર્યું. 'ગ્રહરાજ,' 'મહીપાળદેવ,' 'સોરઠરાણી,' 'નગાધિરાજ,' 'કુળદીપક,' સોમનાથની સખાતે,' 'સોરઠપતિ,' અને 'નવલખ સોરઠ' એ ચારણી ઢબે લખાયલી સોરઠી ધરાના ચુડાસમાઓની મારી ઐતિહાસિક નવલકથાઓ એ પણ લોકસાહિત્યના અભ્યાસનું જ ફળ છેઃ 'રસિયાંના રાસ' એ લોકગીતોનો સંગ્રહ તથા 'કાઠિયાવાડી દુહા' અને 'દુહાની રમઝટ' એ નામક

દુહાના બે સંગ્રહો લોકસાહિત્યનાં વિશિષ્ટ પુસ્તકો તરીકે મહાગુજરાતમાં સર્વત્ર સત્કાર પામેલ છે.

આ કાઠિયાવાડની લોકવાર્તાઓ ભાગ બીજો એ પણ કાઠિયાવાડના લોકસાહિત્યના ભંડારમાંથી વીણી કાઢેલા પ્રેમશૌર્યના પ્રસંગો આલેખતી વાર્તાઓનો સંગ્રહ છે.

મને પોતાને જે વાર્તાઓ દાયરામાં કહેતાં રસ આવે છે, જે વાર્તાઓદ્વારા હજારો સાંભળનારાંઓ એ વાર્તાઓના રસની જમાવટમાં પ્રેમશૌર્યનું વાતાવરણ અનુભવે છે એ વાર્તાઓનો આ સંગ્રહ મહાગુજરાતનાં લોકસાહિત્યપ્રિય હજારો હૈયાં સમક્ષ રજુ કરતાં મને હર્ષ થાય છે.

'મામેરૂં,' 'જીવણવજે' 'જોગમાયા,' 'સાંગણશી વાઢેર' 'કાનુડો ચભાડ' 'ગાંગા ઠક્કર' એ વાર્તાઓમાં ભાઈબ્હેનના કવિત્વના, સ્ત્રીત્વના અને જન્મભૂમિના ગૌરવના પ્રસંગો છે. 'સોઢીરાણી,' 'ગોપાળ ગઢવી,' 'લાધો બહારવટીઓ' 'બાલો બંકડો' 'જીવાઈ, ભતવારી'એ જીવનમાં વીરત્વભરેલ વીરો અને વીરાંગનાઓની વીરકથાઓ છે.

આ સર્વ વાર્તાઓની મૂળ ગંગોત્રી તો મારા ચારણ ભેરૂબંધો છે. ભાવનગરના ચારણકુળ મુકુટમણી સમા રાજકવિ સ્વ. શ્રી પીંગળશી પાતાભાઇ, એમના સત્પુત્ર શ્રી હરદાનભાઈ; છત્રાવાના લોકસાહિત્યના કુબેરભંડારી શ્રી. ગઢવી મેઘાણંદ બેંગાર, એમના યશસ્વી પુત્ર ગઢવી શ્રી મેરૂભા; વીરરસના અજોડ વાર્તાકાર વડીયાના રાજકવિ સ્વ. શ્રી ગગુભાઈ રામાભાઈ અને એમના સંસ્કારી પુત્ર રાજકવિશ્રી કાનજીભાઈ એ કાઠિયાવાડના સર્વશ્રેષ્ઠ ચારણોના અને ગુજરાતમાં વાલવોડવાળા ચારણ કવિ શ્રી ગુલાબદાનભાઈના સાહિત્ય ભંડારોનાં આ રત્નો છે.

એ સર્વ ચારણ સાથીદારોનો જેટલો આભાર માનું તેટલો થોડો છે.

આ લોકવાર્તાઓનાં ચિત્રો તૈયાર કરવામાં મારા ચિત્રકાર મિત્રો રા. બ. એમ. વી. ધુરંધર, શ્રી હરિલાલ ત્રિવેદી, શ્રી. ફ્રીઅસ, શ્રી. કલાકાન્ત, શ્રી. પંચાણભાઈ વારા અને શ્રી. વિનોદ એ સર્વનો સાથ મને કિંમતી થઈ પડયો છે.

લોકવાર્તાઓ, ગીતો, ભજનો અને દુહાઓના લોકસાહિત્યને છેલ્લાં સોળ વર્ષમાં સર્વત્ર આવકાર મળતો રહ્યો છે અને શિક્ષણ સંસ્થાઓથી માંડી રાજમહેલો સુધી એ રીતે લોકસાહિત્યને સ્થાન મળતું જોઈ લોકસાહિત્યના એક ભક્ત તરીકે મને સંતોષ થાય છે.

આ લોકવાર્તાઓ ભાગ બીજાને લોકસાહિત્યપ્રિય મહાગુજરાત સત્કારશે એવી શ્રદ્ધા સહિત પ્રેમશૌર્ય અંકિત આ લોકવાર્તાઓ ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં રજુ કરતાં મને આનંદ થાય છે.

ગણેશચોથ સં. ૧૯૯૬<br>'શારદા' કાર્યાલય<br>રાવપુરા—વડોદરા

ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

# અ નુ ક્ર મ



## અર્પણ

કાઠિયાવાડના લોકસાહિત્ય તરફ સદૈવ મમતા રાખનાર, આર્ય સંસ્કૃતિને જીવનમાં ઉતારનાર અને પોતાના પતિના જનસેવાના કાર્યમાં ઉત્સાહભર્યો સાથ આપનાર અ. સૌ. સંતોકબહેન નાનજીભાઈ કાલીદાસ મહેતાને કાઠિયાવાડની લોક વાર્તાઓનો આ બીજો ભાગ માનપૂર્વક અર્પણ કરું છું.

—રાયચુરા

# મામેરું

"બાઈ, પાણી પાશો ?"

મીઠીવાવથી થોડે છેટે ઉભા રહી પોતાની પછેડીથી કપાળ-પરનો પરસેવો લૂછતો લૂછતો ગોવિંદ પાણી ભરતી બાઈ સામે જોઈ રહ્યો.

"ક્યાંયે ગામ રે'વું, ભાઇ ?"

"રે'વું તો બે'ન પરભાસ."

"મામેરું લઇને આવ્યા હશો !" મજાકમાં મીઠીવાવના ગરેડા પર બેડું થંભાવીને એ પનિહારી હસી પડી."

"કોનું મામેરું ?" ગોવિંદે સહજ આતુરતાથી ઉંચું જોયું.

"ખબર નથી પરભાસના રાજાનો ભાણેજ પરણે'છ તી ?"

"કોણ, રામદેવ પરણે છે ?"

"લ્યો નામ તો જાણો છો અને એના વિવા થાય છે એની ખબર નથી ' !"

પનિહારીએ બોલતાં બોલતાં પોતાનો ઘડો વાવના કાંઠા પાસે લાવી એ તરસ્યા પથિકને પાણી પીવાનું સૂચન કરતાં કરતાં પ્રશ્ન પૂછ્યો : "કેવા છો ?"

"છઉં તો બેન, વણકર."

"અરેરે વણકર–ઢેઢ છો ? મારો ઘડો અભડાશે."

"બે'ન બહુ તરસ્યો થયો છું એટલે જ ગામમાં જવા પહેલાં તમને જોઇ અહિં આવ્યો."

"રૂડી, પાણી પાને ! બિચારો બહુ તરસ્યો થીઓ લાગે છે, માણસ કરતાં માટીનો ઘડો શું વધારે છે ?"

"તો દયાળુની દિકરી હો તો તું જ પાને ?" રૂડીએ સામે ઓરેડે પાણી ભરતી ગંગાને ટકોર કરી.

"લે, ભાઈ, લે, ધર ખોબો. તું તરસ્યો હો અને પાણી હું ન પાઉં તો ઠાકર મા'રાજની ગુનેગાર બનું."

ગંગાએ ગોવિંદને ખોબલે ખોબલે પાણી પાયું.

"બે'ન, મેં તમારો ઘડો અભડાવ્યો."

"ભાઇ, માણસ તરસ્યું મરતું હોય એને પાણી પાવામાં આવા સો ઘડા બગાડવા પડે તોય શું !"

"હં, પણ મામેરામાં શું લાવ્યા છો એ તો કહો ?" કટાક્ષમાં પાણીની હેલ માથે ચડાવતી રૂડીએ ગોવિંદ સામે મચકો કરીને જોયું.

"એ બિચારાને મેણું શું કરવા મારે છે. વાઘેલાઓ અને વાજાઓની તકરારમાં વાજાઓનું મામેરું ન આવે એમાં આ વણકરને શું કરવા મેણાં મારવાં ?"

"બેન, ઈ બે'નની વાત સાચી છે. હું વાજાઓ તરફથી મામેરું લઇને જ આવ્યો છું."

"હે-હેતી જા, આ વણુકર બિચારો સાચી વાત કરે છે અને તને મારી બોલીમાં મેણાં ટોણાં લાગે છે." હાથતાળી દેતી રૂડી ગંગા સહિત હમકતી હેલ લઇને ગામ તરફ વળી.

ગોવિંદને માધુપુર જવું હતું. પણ જ્યારે એને અહિં ખોરાસાને પાદર ખબર મળ્યા કે પોતાના રાજાની બેનના કુંવર પરણે છે અને મામેરિયો કોઈ આવ્યો નથી ત્યારે એ બે ઘડી મુંઝાયો અને વાવ પાસેના ઝાડને અઢેલીને શું કરવું એના વિચારમાં ઉભો રહ્યો. પોતાના કડિયાના ગુંજામાંથી ચુંગી કાઢી ને ભરી અને એ મનમાં ને મનમાં કંઇ ગોઠવવા લાગ્યો.

ખોરાસાના વાઘેલાઓ અને પ્રભાસ પાટણના વાજાઓ વચ્ચે છેલ્લા બે વર્ષથી અણબનાવ ચાલતો હતો. ખોરાસાનો રાજવી વિમળદેવ વાઘેલો પ્રભાસના વાજા રાજવી મેઘ વાજાની બહેન રૂપાળીબાને પરણ્યો હતો. એ રૂપાળીબાના એકના એક રાજકુંવર રામદેવના લગનનો પ્રસંગ આવ્યો. પોતે વાજા ઠાકોરની રાજકુંવરી હોય અને પુત્રના લગ્ન પ્રસંગે મામેરું ન આવે એ માટે રૂપાળીબાને બહુ દુઃખ થતું હતું, પણ વિમળદેવ એવો હઠીલો હતો કે આવે પ્રસંગે પણ અંગત વેરઝેર ભૂલીને વાજાઓને નોતરે એ સંભવિત નહોતું.

રૂપાળીબાએ પોતાનાં વૃદ્ધ સાસુ મારફત વિમળદેવને સમજાવવામાં બાકી રાખી નહિ; પણ ખોરાસાનો એ હઠીલો ધણી એકનો બે ન થયો. પરિણામે છેલ્લા ચાર દિવસથી રૂપાળીબાએ પોતાના ભાઈ મેઘ વાજાને લગ્ન પ્રસંગે નોતરવા માટે અપવાસ આદર્યા હતા.

આખાયે ખોરાસામાં રૂપાળીબાના અપવાસે હાહાકાર મચાવ્યો હતો. ખોરાસાના નગરશેઠ, પટેલ એ સૌએ વિમળદેવને ખૂબ ખૂબ સમજાવ્યો. લગ્ન પ્રસંગે બધું ભૂલી જઇને વાજાઓ અને વાઘેલાઓ વચ્ચે સંપ સલાહ થાય એ દૃષ્ટિએ રાજકુટુમ્બની સર્વ વ્યક્તિઓ-

એ જૂદી જૂદી રીતે વિમળદેવને સમજાવ્યો પણ પરિણામમાં સહુને નિષ્ફળતા સાંપડી.

ગીરના પાટનગર ખોરાસામાં એક બાજુ રાજકુમારના લગ્નની તૈયારી થઈ રહી હતી જ્યારે બીજી બાજુ દરબારગઢમાં રૂપાળીબાના અપવાસથી વાતાવરણ ગમગીન બનતું જતું હતું.

આજે રૂપાળીબાના અપવાસનો છઠ્ઠો દિવસ હતો. વૃદ્ધ રાજમાતા આ અપવાસથી આજે ઉકળી ઉઠયાં અને પોતે વિમળદેવ પાસે જાતે ગયાં.

"વિમળ, વાઘેલાઓની કુળલક્ષ્મી સરીખી રૂપાળીબાને તારે મારી નાંખવી છે?"

"હું શું કરૂં? એ શા માટે હઠ કરે છે? એણે સમજવું જોઇએ કે જેમ સ્ત્રીહઠ છે એમ રાજહઠ નામનો હઠ હજી જીવતો છે!"

"પણ તમારા એ સ્ત્રીહઠ અને રાજહઠની લડાઇમાં રૂપાળી જેવી લક્ષ્મીનાં તેજ હણાય છે એનું શું? મારી આરસની પુતળી સમી એ રાજવધુ........"

"મા, એમાં હું કંઈ નહિ કરી શકું. મેં નક્કી કર્યું છે કે કોઇ પણ પ્રસંગે વાજાઓનું મોઢું ન જોવું." વૃદ્ધ માતાને બોલતાં અટકાવી વિમળદેવે સ્પષ્ટ શબ્દોમાં પોતાને જે કહેવું હતું એ કહી દીધું.

"દિકરા, આવા હઠ ન હોય. વાજાઓ અને વાઘેલાઓ જૂના પાડોશીઓ છે. બન્ને સોમનાથના ભકતો છે. તેમાંયે જ્યારે પરદેશીઓના હુમલાઓના ભણકારા વાગી રહ્યા છે એવે વખતે તમે બધા આમ માંહોમાંહે લડવા બેઠા છો એ ખરેખરી તમારી પડતીનાં ચિન્હ છે." રાજમાતાએ દુઃખી હૃદયે પોતાના પુત્ર સામે મીટ માંડી.

"મા, અમારો નાશ થવા બેઠો છે એ હું સમજું છું પણ એ સિવાય છૂટકો જ નથી. મેઘ વાજા જેવો એક વખત પવિત્ર

ગણાતો માણસ પણ મારૂં અપમાન કરી બેસે, મારી સામે કાવતરું રચે, વાઘેલાઓને ઉખેડી નાંખવાના પ્રયત્નો કરે, એ હું કેમ સાંખી શકું ?"

"વિમળ, તારી એમાં કંઈ ગેરસમજ થાય છે. પોતાની બેન તને આપનાર મેઘ એવો કંઈ મૂર્ખ નથી કે પોતાના ભાણેજના હક્કમાં ગેરલાભ કરે."

"મા, તમે રાજરમતની વાતો સમજો નહિ. રાજરમતમાં મામા ભાણેજ શું પણ ભાઇ ભાઇની, પિતા પુત્રની ગરદન પર તલવાર ચલાવવાના અનેક પ્રસંગો બની ગયા છે અને બને છે."

"પણ આ બાબતમાં તો તારો હઠ જ છે અને તારા એ હઠને પરિણામે રૂપાળીનું મૃત્યુ થશે. આજ છ છ દિવસથી એ અન્ન પાણી વિનાના નકોરડા અપવાસ ખેંચી રહી છે. અને જો આમને આમ ચાલુ રહેશે તો મને ભીતિ છે કે દીકરાના લગ્ન વખતે જ એનો દેહ છૂટી જશે."

"એણે એવો હઠ શા માટે કરવો જોઇએ ?"

"વિમળ, એનો હઠ એ હઠ નથી પણ સ્ત્રીહૃદયની એક સ્વાભાવિક ઇચ્છા છે. પોતાનો પુત્ર પરણે એ વખતે પિયરીએથી મામેરું આવે એ માટે દરેક સ્ત્રી આતુરતા સેવે જ. એ આતુરતામાં રાય કે રંકના ભેદ નથી."

"મામેરું જ જોઇએ છે ના ? આપણા ગામમાંથી એક ધરમનો ભાઈએ કરી લ્યે અને આપણે મામેરું પુરાવીએ પછી શું ?"

(૨)

દરબારગઢની ડેલીએ શરણાઈના સૂર સંભળાઈ રહ્યા હતા. ચારે તરફ ઉલ્લાસ, ઉત્સાહ અને આનંદનું વાતાવરણ છવાઇ રહ્યું હતું.

ગોવિંદ એ વાતાવરણને ભેદી રૂપાળીબાની ડેલી પુછતો પુછતો આગળ વધ્યો. હાથમાં શ્રીફળ અને સાકરનો થાળ લઈ જતી એક ખવાસણને એણે ઉભી રાખી. " બેન, રૂપાળીબાની ડેલી બતાવશો ? "

પ્રશ્ન પુછનારની સામે ખવાસણ જોઈ રહી.

" કોને ? રૂપાળીબાને મળવું છે ? "

" હા. "

" શું કામ છે ? "

" મામેરું લઇને આવ્યો છું. "

" મામેરું ? "

" હા. "

" કેવો છો ? "

" છઉં તો વણકર. "

" વણકર અને રાજકુમાર માટે મામેરું ! ? "

" હા, રૂપાળીબાનો હું ભાઈ થાઉં છું. "

રાજરાણીના આ વણકર–ઢેઢ ભાઈ સામું એ ખવાસણ થોડો વખત ગુસ્સાભરી આંખ્યોએ મીટ માંડી રહી.

" એલા ગાંડો બાંડો થયો છે શું ? "

" એ તમારે જે કહેવું હોય એ કહો. મને તો અમારા દરબાર મેઘ વાળાએ મોકલ્યો છે. "

મેઘ વાળાનું નામ સાંભળીને એ ખવાસણને કંઇક શ્રદ્ધા બેઠી.

" કયાંથી ? પ્રભાસથી આવે છે ? "

" હા. "

" મામેરું કયાં ? "

" એ હું બેનબા સમક્ષ રજુ કરીશ. "

"એટલે ?"

"મામેરું બહુ મોટું છે. એ આપણા જેવાં માણસો ઉપાડી નહિ શકે!"

"ભલા માણસ, શા માટે તું અહિં આવી નકામી મશ્કરીયું કરાવવા આવ્યો છે! એક તો રૂપાળીબા અપવાસે ચડયાં છે અને વિમળદેવ હઠે ચડયા છે. એના ઝગડાના સંતાપમાં એ બિચારાં બળીઝળી રહ્યાં છે એમાં વળી અધુરામાં પુરૂં એક ઢેઢ મામેરું લઈને આવે એવી ખોટી વાતું કરીને શા માટે એ રજપુતાણીનાં દિલ દુભવવા આવ્યો છે?"

"બેન, હું રૂપાળીબાનું દિલ ડાંભવા નથી આવ્યો પણ ઠારવા આવ્યો છું. ભાણેજ પરણે છે એનો હું મામેરિયો થઈને આવ્યો છું."

"મેઘવાળાને કોઇ ન મળ્યું તે તને મામેરિયો કરીને મોકલ્યો?"

"કાં મારામાં શું ઓછું છે? તમારા બધાના જેવાં જ માથું, મોઢું, નાક, કાન, હાથ પગ બધું છે. ભગવાને જે માટીથી રાજાને ઘડયો છે એજ માટીથી રંકને ઘડયો છે."

"પણ તું તો ઢેઢ..."

"ઢેઢ શું માણસ ન કહેવાય?" ગોવિંદે ખવાસણને સીધો પ્રશ્ન કર્યો.

"માણસ તો કહેવાય પણ ઉતરતી જાતિ તો ખરી ના?"

"એ તમે જેમ ગણો તેમ, એમાં મને કંઈ વાંધો નથી. તમે જ્યાં સુધી મને માણસ ગણો છો ત્યાં સુધી મામેરિયો થવામાં કંઈ વાંધો નથી. અને બેન ઇ માથાફોડ પછી કરજો, પહેલાં તમે રૂપાળીબાને ખબર આપો કે પરભાસથી મામેરું આવ્યું છે. અને મામેરિયા તરીકે ગોવિંદ વણકર આવ્યો છે."

ખવાસણને આ માથાકુટ નકામી લાગી એટલે એ કંટાળીને

રૂપાળીબાની ડેલીમાં ગઈ. ગોવિંદ ડેલીની બહાર દરબારગઢને એક ખૂણે ઉભો રહ્યો.

ખવાસણ રૂપાળીબાના ઓરડામાં ગઈ પણ એણે ગોવિંદનો સંદેશો રૂપાળીબાને કહ્યો જ નહિ. એ તો રૂપાળીબા પાસે થોડી વાર ઉભી રહી. અને બીજે બારણેથી દરબારગઢના બીજા ભાગમાં ચાલી ગઇ. ઢેઢ મામેરિયો થઇને આવે એ વાત જ એને ગળે ઉતરી નહિ.

ખવાસણની વાટ જોઇ જોઇને ગોવિંદ થાકયો. પણ ડેલીનું બારણું ઉઘડયું જ નહિ. કંટાળીને એણે દરબારગઢના ચોક તરફ પગલાં ઉપડયાં. એટલામાં ઉતાવળે પગલે એણે સામેથી પોતાને વાવને કાંઠે પાણી પાનાર ગંગાને આવતી જોઈ. ગંગાએ પણ ગોવિંદને ઓળખ્યો.

" કાં મામેરાના ખબર રૂપાળીબાને આપ્યા ? " ગંગાએ ઉતાવળે ઉતાવળે ગોવિંદ સામું જોયું.

" ખબર તો એક બાઇ સાથે કયારના કહેવડાવ્યા છે પણ હજુ કોઇ બહાર આવ્યું નથી. "

" ભાઈ તમે આ બારણા આગળ જ ઉભા રહો. હું બાના ઓરડામાં જઇ હમણાં જ ખબર આપું છું."

ગંગા ઉતાવળે પગલે રૂપાળીબાની ડેલીમાં દાખલ થઇ. એ રોજ ડેલીએ આવતી એટલે એને કોઇએ અટકાવી નહિ. એ સીધી રૂપાળીબાના ઓરડામાં ગઇ.

" બા–વધામણી. "

" શેની ? "

" અપવાસ છોડો. મામેરું આવી ગયું છે. "

મામેરું આવ્યું છે એ સાંભળ્યું ન સાંભળ્યું એટલામાં તો વસંતના આગમને જેમ વનશ્રી ચેતનવંતી બની જાય તેમ રૂપાળીબા ઢોલીયામાં બેઠી થઇ ગઈ.



ચિત્રકાર ] મામેરું [ રા. હરિલાલ ત્રિવેદી

વતનના વીરનાં મીઠડાં લીધાં... પૃષ્ઠ ૧૧

"મામેરું લઈને કોણ આવ્યું છે?"

"બા એક વણુકર છે."

"વણુકર?"

"હા."

"ભલે ભલે. આજે તો મારા વીરને આંગણેથી કાળો કાગડો આવ્યો હોત તો પણ મને માનસરોવરના હંસ જેવો લાગત."

જાણે સાત સાત અપવાસની કંઇપણ અસર ન હોય એવી પ્રફુલ્લતાથી રૂપાળીબા ઢોલીયાપરથી ઉતરી ગઇ અને ઓરડાના બારણા તરફ દોડી.

"ગંગા કયાં છે એ મામેરિયો?"

"બા એ બિચારાને ડેલીમાં કોણ આવવા દે. એ તો કયારનો ડેલીના બારણા આગળ ઉભો છે."

આ શબ્દો અરધા સાંભળ્યા ન સાંભળ્યા અને હર્ષઘેલી એ રજપુતાણી ડેલી તરફ દોડી. એણે ઉતાવળે ડેલીનાં બારણાં જોરથી ઉઘાડી નાંખ્યાં.

ગોવિંદને બારણામાં જ ઉભેલો જોઇ રૂપાળીબાએ **આંખમાં હર્ષાશ્રુ સહિત એ વતનના વીરનાં મીઠડાં લીધાં.**

"બેન બા, ભાઇએ મોકલેલું મામેરું લઇને આવ્યો છું."

"ભલે આવ્યો. ભાગ્યાનો ભેરૂ મારા મામેરિયા વીર ભલે આવ્યો."

"બેન બા, મેઘ મામાએ મામેરિયા ભાણેજને કીંદરીયું અને ઇશ્વરીયું એ બે ગામ આપ્યાં છે."

"અરે એક કાપડાની કસ હોય તો ય ઘણું હતું. મારે તો આ પ્રસંગે મામેરું આવે અને સહુનું મેણું ભાંગે એટલું જ કામ હતું."

( ૩ )

ગોવિંદ ખોરાસામાં એ દિવસ રોકાઈ માધુપુર જવાનું હમણાં બંધ રાખી ઘેર પાછો ફર્યો. પંદર દિવસને ગામતરે જાઉં છું એમ કહીને ઘેરથી નિકળેલ ગોવિંદને આમ તુરતમાં પાછો આવેલો જોઈ એની વૃદ્ધ માતાને આશ્ચર્ય થયું.

"કેમ ગોવિંદ માધુપુર જઈ આવ્યો ?"

"ના. માડી, માધુપુર તો ધર્યું રીયું પણ તારા થાનેલાં ઉજળાં થાય એવું એક કામ રસ્તામાં કરી આવ્યો."

"શું ?" આતુરતાથી વૃદ્ધાએ પુત્ર સ્હામે જોયું.

"મા રસ્તામાં ખોરાસા આવ્યું. ત્યાં વાવને કાંઠે પાણી પીતાં મને ખબર પડી કે આપણા મેઘ વાજાના ભાણેજના વિવા છે અને એમાં મામેરું નથી આવ્યું તેથી રૂપાળીબાએ અપવાસ આદર્યા છે......"

"પછી ?" ડોસીએ ચિંતાભર્યાં નયનોએ પુત્ર સામે મીટ માંડી.

"પછી તો માડી મને લાગ્યું કે પરભાસના રાજાની દીકરીને કોઇ પણ રીતે ઉગારી લેવી જોઇએ. મેં ભગવાન સોમનાથનું ધ્યાન ધર્યું અને એણે મને સુમત આપી એમ મેં કર્યું......"

"શું કર્યું ?"

"મેં તો મા એમ નક્કી કરી લીધું કે જાણે મને મેઘ વાજાએ મામેરું લઇને મોકલ્યો હોય તેમ ગામમાં જવું. અને એ પ્રમાણે એનબાની ડેલીએ જઈ મળ્યો અને કહ્યું કે મામેરું લઈને હું આવ્યો છું."

"પણ તારી પાસે તો કંઇ હતું નહિ. તેં મામેરાંમાં આપ્યું શું ?" વૃદ્ધ વણકર ડોશીની છાતીના ધબકારા વધ્યા.

"મા મેં તો મનમાં ભગવાન સોમનાથનું નામ લઇ રૂપાળી-

બાને કહ્યું કે મામાએ ભાણેજને મામેરામાં કીંદરીયું અને ઈશ્વરીયું એ બે ગામ આપ્યાં છે."

"શાબાસ રે મારા દીકરા, ખરો મામેરિયો. તું ગયા જન્મારે રાજકુંવર હોવો જોઇએ. એ તો કોઇ કરમ ધરમને હિસાબે અહિં વણકર વાસમાં તારો જનમ થયો......"

"એ તો માડી બધું ઠીક, પણ હવે મારું વચન રે'વું જોઇએ."

"રે'શે રે'શે, વચન જરૂર રે'શે. જે સોમનાથે આવી સારી મત આપી એ જ સોમનાથ તારી લાજ રાખશે."

"પણ મા કદાચ મેઘ વાજો હઠીલો છે અને નહિ માને તો-?"

"તો સોમનાથને આંગણે માથું વધેરીને કમળપૂજા ચડાવજે." બોલતાં બોલતાં આ વૃદ્ધ વણકર બાઈની આંખ્યોમાં વીરાંગનાનાં વીર તેજ ચમકયાં.

ગોવિંદે પોતાને આવી માતાને પેટે જન્મ આપવામાં પ્રભુનો પાડ માન્યો.

અને ગોવિંદની મા હતી પણ જગદંબા જેવી. અત્યારે એને રૂંવે રૂંવે તેજ પ્રગટયું હતું.

"મા તું કે'છ એ જ મુજબ કરીશ. જો મેઘ વાજો મેં કરેલું મામેરું નહિ સ્વીકારે તો સોમનાથને આ માથું આપી તારાં દૂધ ઉજળાં કરીશ."

"ગોવિંદ હું સાથે આવું ?" વૃદ્ધ માતાએ પુત્રને જતો અટકાવી જરૂર હોય તો પોતે સાથે આવવા તૈયાર છે એવી ઉતેજારી બતાવી.

"ના મા, હું એકલો બસ છું. મારી સાથે તારા આશીર્વાદ અને સોમનાથની સહાય છે એટલે હું ધાર્યું કરી શકીશ."

ગોવિંદ સીધો દરબારગઢ તરફ ગયો અને ડેલીએ જઈને મેઘ વાજાને કહેવરાવ્યું કે પોતે મળવા માગે છે.

મેઘ વાજો સોમનાથની પૂજા કરીને હમણાં જ પાછો ફર્યો હતો. ગોવિંદ મળવા માગે છે એવી ખબર મળતાં એણે એને પરવાનગી આપી.

" બાપુ, જય સોમનાથ. " ગોવિંદે ડેલીમાં પગ મૂકતાં પાટણના ધણીને નમસ્કાર કર્યા.

" કેમ ગોવિંદ, બહુ દિવસે દેખાયો. વણકરી તો ઠીક ઠીક ચાલે છે ના ? "

" હા બાપુ, આપની દયાથી બધુંય ઠીક છે. "

" કેમ તારી મા ખુશીમાં છે ના ? "

" હા, બાપુ. "

" ગોવિંદ મોટા બાપુ મને કહેતા કે એ વણકર બાઈની પ્રભાસમાં કોઈ જોડી નથી. "

" બાપુ એ તો મોટેરાઓની કીરપા. "

" ના ના. મોટા બાપુ તો ત્યાં લગી કહેતા કે આખાય સોરઠમાં જો કોઈ વંદન કરવા જોગ બાઈ હોય તો એ છે. "
માતાની પ્રસંશા સાંભળી ગોવિંદનું માતૃભક્ત હૃદય પ્રફુલ્લ બન્યું.

" કેમ ગોવિંદ, આજે કંઈ ખાસ કામ છે ? "

" હા બાપુ, એક બહુ જરૂરને કામે આવ્યો છું. "

" શું છે બોલને ? " હોકાની નળી મોઢામાં લેતાં લેતાં મેઘ વાજાએ ગોવિંદ સામે જોયું.

" બાપુ આપને નામે એક કામ હું કરી આવ્યો છું.

" મારે નામે ? "

" હા, બાપુ. આપને પૂછ્યા વિના, આપની જાણ વિના એ કામ કર્યું છે. આપ મને ન વઢો તો કહું. "

"શું કર્યું ?"

"બાપુ આપને ખબર છે કે ખોરાસામાં રામદેવજીના વિવા છે."

"હા, એ હું જાણું છું, પણ મારે અને વાઘેલાઓને હમણાં વધુ અગડી છે એટલે હું ત્યાં ગયો નથી."

"બાપુ હું ત્યાં ગયો હતો."

"પછી ?"

"મેં સાંભળ્યું કે બેનબાએ હઠ લીધો છે કે વિમળાદેવ આ વિવાને ટાણે આપને તેડાવે."

"એ શેનો તેડાવે. મારી અને એની તો આંખ્યું વઢે છે. હં, પણ તેં શું કર્યું ?"

"બાપુ બેને તો એ માટે સાત સાત અપવાસ કરી નાંખ્યા એવા ખબર મને મળ્યા એટલે મેં તો માધુપુરનું ગામતરું પડતું મૂક્યું અને ગયો ગામમાં."

"પછી ?"

"બેનની ડેલીએ જઈને એના અપવાસ છોડાવ્યા."

"શી રીતે ?"

"મામેરિયો થઈને."

"એટલે ?"

"મેં કહ્યું કે મને આપે મોકલ્યો છે."

"પછી મામેરામાં શું આપ્યું ?"

"બાપુ હું શું આપી શકું !"

"ત્યારે નામનો જ મામેરિયો થીયો કે શું ?"

"બાપુ, ખાલી હાથે તો મામેરિયા થવાય જ નહિ."

"એટલે તો હું પૂછું છું કે તેં મામેરામાં બેનને અને ભાણેજને શું આપ્યું ?"

"બાપુ મારે તો જે આપવું હતું એ આપને જ આપવાનું હતું ના ?"

"પણ આપ્યું શું એ તો કહે ?

"બાપુ મેઘ વાળાનો હાથ કંઈ નાનો હોય ?"

"પણ મેઘવાળો ત્યાં હતો ક્યાં ?"

"બાપુ, હું આપનો પ્રતિનિધિ હતો ના ?"

"હા, પણ શું આપ્યું એ તો કહે ?"

"બાપુ, બેનને ને ભાણેજને મામેરાંમાં મેં કીંદરીયું અને ઇશ્વરીયું એ બે ગામ આપ્યાં."

પ્રભાસપાટણનો નાથ બે ઘડી આ વણકર સામે જોઈ રહ્યો.

"બે ગામ આપ્યાં ?"

"હા, બાપુ. મેં આપને નામે આટલું વગર પૂછ્યું કર્યું છે. એ માટે માફી માગી લઉં છું."

મેઘ વાળાએ હોકાની ફૂંકો લીધી. એણે પોતાની આંખો ક્ષણભર વીંચી અને પછી ઉઘાડી.

"ગોવિંદ, તેં મારે નામે આ તો બે ગામ આપ્યાં, પણ બાવીસ આપ્યાં હોત તો પણ હું રાજી થાત. તારા જેવો પ્રજાજન એ રાજનું ખરૂં ધન છે. રાજની આંટ, આબરૂ અને અંગત પ્રતિષ્ઠા સાચવનાર તારા જેવો પ્રભાસની ભૂમિમાં ભલે જન્મ્યો. તેં આ મામેરાથી તારી અને તારી જન્મભૂમિની શોભા વધારી છે."

× × ×

બેનને વખતસર મામેરું પહોંચાડનાર આ ગોવિંદ વણકરને દસ સાંતીની જમીન આપીને એ વણકરને મેઘ વાળાએ ગરાસિયો બનાવ્યો.



# જીવણ વજે

**મદમસ્ત મત્તંગન કે ચહીકે, ક્રીતને બલવંત કુંભસ્થળ ભાને;**
**કરતે ચહી કેસરી કે ક્રીતને, અસીને શીર તોરી સભા બીચ આને;**
**પન રોપી કહું સબહી સુનીયો, હમ તો જનીકો મનમે નહિ માને,**
**મદ કામ મહા ભટકું જયું હટે, હમ વીર અશો વીરલો જગ જાને***

"જેસા, શૃંગારરસ આપણા ગ્રંથમાં જમાવે એવો કોઇ જાણમાં છે ?"

"હા મહારાજ, આજે સૌરાષ્ટ્ર આખામાં એક એવી અજોડ વ્યકિત છે કે જો એ શૃંગારરસ જમાવવાનું હાથમાં લેય તો આપણો

---

* મદોન્મત હાથીને એનો દાંત હાથમાં લઇ પાછો વાળે એવો કોઇ સમર્થ નથી જોયો, છતાં કોઈ હોય તો ભલે; કેસરીસિંહનો કાન પકડી એનું માથું તલવારથી વાઢીને કોઈ લઈ આવે એવો પણ કોઈ હોય નહિ છતાં કદાચ હોય; પણ હું ભાર દઈને કહું છું અને એ સહુ સાંભળજો કે ઉપરનું કાર્ય કરનાર જો કે વીર છે છતાં હું એને વીર પુરૂષ નહિ માનું પણ કામદેવ રૂપી સુભટ–યોદ્ધો છે એને હઠાવીને જે વિજય મેળવે તેને હું વીરપુરૂષ કહું.

[ ભર્તૃહરી. ]

પ્રવીણસાગર ગ્રંથ એ રસમાં અજોડ બની જાય." જેસા લાંગાએ રાજકોટના નૃપેંદ્ર મેરામણસિંહજી સામે હાથ જોડયા.

"કોણ એ?" મેરામણસિંહજીએ હોકાની નળી મુખમાં અરધી રાખી ન રાખી એક ધીમી ફૂંક લેતાં જેસા લાંગા સ્હામે જોયું.

"બાપુ, એનું નામ જીવણ વજે."

"એ કોણ છે?"

"પૂજ છે. ચાર જુગ કમાયા છે.

"એટલે?

"બાપુ બાર બાર વર્ષનો એક જુગ કહેવાય છે. એવા ચાર જુગ એટલે અડતાલીસ વર્ષથી એ યોગ સાધના કરી રહ્યા છે અને નૈષ્ટિક બ્રહ્મચર્ય પાળી રહ્યા છે."

"વાહરે વાહ, તો તો કોઈ જબરો યોગી પુરૂષ હશે."

"ખરેખરો મહાન યોગી છે"

"ત્યારે એને શૃંગાર રસ સાથે શું સબંધ?"

"બાપુ, એજ મજા છે ના? મને કોઇ કોઈ વખત એ યોગી સાથે સત્સંગ થયો છે અને એમાં હું જોઇ શકયો છું કે પૃથ્વીને પાટલે આજે શ્રૃંગાર રસ વિષે એના જેવો કોઈ જાણકાર નહિ હોય."

"એટલું બધું?"

"જી હા."

"ત્યારે તો આપણે એ પૂજને જરૂર મેળવી પ્રવીણસાગરમાં એનો સાથ લેવો જ જોઇએ."

(૨)

જીવણ વજે પૂજને ત્યાં રોજ કથા જામતી. સવારે પુરૂષો માટે અને સાંજે સ્ત્રીઓ માટે એ કથાનો નિયમિત કાર્યક્રમ

ચાલતો. જીવણુ વજેની કથાની શૈલી એટલી બધી આકર્ષક હતી કે રાજકોટની દરેક જાતની પ્રજાની ત્યાં ઠઠ જામતી. વૈરાગ્યના પિપાસુઓને જીવણુ વજેમાં એક પરમ વિરાગીના દર્શન થતાં, ભક્તિ-માર્ગનાં રસિયાઓને જીવણુ વજેમાં એક અદ્વિતીય ભક્તની ભાવના દેખાતી અને જ્ઞાન માર્ગના ઉપાસકો એ અજોડ જ્ઞાની પુરૂષની તેજસ્વી વાણીમાં અનેરી રીતે આકર્ષાતા.

આજે શ્રવણુગૃહમાં શ્રોતાઓ વચ્ચે રાજકોટના રાજવી મેરામણુસિંહજી શ્રોતા તરીકે ચાર જુગ કમાયલા આ યોગીનાં વચનામૃત સાંભળવા આતુરતાથી બેઠા હતા. મેરામણુસિંહજીની સાથે પ્રવીણુસાગરની રચનામાં સાથ આપનાર જેસો લાંગો ચારણુ, ભારતી-નંદ સરસ્વતી અને મુકતાનંદ સાધુ પણુ જીવણુ વજેની કથા ધ્યાન દઇને સાંભળતા હતા. સહુ કોઈ જીવણુ વજેની વાણી પર મુગ્ધ થઇ મોરલી પર નાગ ડોલે એમ ડોલી એ મહાન યોગીએ જમાવેલ ભક્તિરસના વાતાવરણમાં તરબોળ બની ગયું.

મેરામણુસિંહજી પોતે કુશળ સાહિત્યકાર, પ્રાસાદિક કવિ અને અજોડ ગુણુ પરિક્ષકની શક્તિઓ ધરાવતા હતા. કથા કહેતા જીવણુ વજેની શક્તિ વિષે એમને પણુ માન ઉત્પન્ન થયું અને જેસા લાંગાએ જીવણુ વજેનાં જેટલાં વખાણુ કર્યાં હતાં એટલાં સાવ સાચાં લાગ્યાં.

કથાનો રોજનો નિયત કાર્યક્રમ પુરો થયો. સહુ શ્રોતાઓ અને ભકતો વિખરાઇ ગયા પણુ મેરામણુસિંહજી, જેસો લાંગો, ભારતીનંદ સરસ્વતી અને મુક્તાનંદ સાધુ ત્યાંથી ખસ્યા નહિ.

રાજકોટના રાજવીને હજુ કાંઇ સાંભળવાની ઇચ્છા હશે એમ ધારી જીવણુ વજેએ એમની સ્હામે નેત્રો માંડયાં.

"કેમ ઠાકોર, કંઇ શંકા સમાધાન ઇચ્છો છો ?"

"ના, શંકા તો કંઈજ નથી પણુ રાજકોટના રાજા તરીકે

મારે આપ પાસે એક માગણી કરવી છે."

"રાજા તરીકે શા માટે ? કોઇ પણ માણસ એક યોગી પાસે જે માગવું હોય તે માગી શકે છે અને યોગી એનાથી આપી શકાતું હોય તો એ આપવામાં આનાકાની ન જ કરે." જીવણ વજે ધીમું ધીમું હસ્યા.

"પણ મારી માગણી તો આપે જરૂર સ્વીકારવી જ જોઇએ."

"બોલો શું છે ?"

"અમે ચાર જણા પ્રવીણસાગર નામનો એક ગ્રંથ રચીએ છીએ; એ ગ્રંથમાં અમને આપની સ્હાય જોઇએ છે."

"ખુશીથી આપ જે કહેશો તે સહાય હું આપીશ."

"એ ગ્રંથમાં સર્વ રસ આવે એવી રચના અમારે કરવી છે."

"બહુ સારો વિચાર છે."

"પણ આપની સહાય વગર એ ગ્રંથમાં સર્વ રસ આવી શકે તેમ નથી."

"બોલો આપ મારી પાસેથી કીયા પ્રકારની સહાયની ઇચ્છા રાખો છો. એટલું આપે લક્ષમાં રાખવાનું છે કે આપ એક યોગી પાસેથી જે પ્રકારની સહાય લઈ શકો એટલું જ આપે માગવું."

"આપની પાસે જે છે તે જ હું માગું છું."

"બોલો શું ઇચ્છો છો ?"

મેરામણસિંહજી થોડી વાર આ ભવ્ય યોગી સ્હામું જોઇ રહ્યા અને પછી જેસા લાંગા સ્હામે જોઈ એની સાથે આંખ્યોથી પોતે વાતો કરી લીધી. મેરામણસિંહજી પોતાની પાસે આ માગણી રજુ કરાવવા માગે છે એ એમના આંખના ઇસારાપરથી ચતુર ચારણ સમજી ગયો.

" મહારાજ, ઠાકોર સાહેબની એવી ઇચ્છા છે કે પ્રવીણ-સાગર ગ્રંથમાં શૃંગારરસ આપે જમાવવો. "

" શૃંગાર રસ ! ? " જીવણુ વજે હસી પડ્યા.

" હા. શૃંગાર રસ. "

" ભલા માણુસ, સાધુઓને અને શૃંગાર રસને સંબંધ હોય ખરો ? "

" પણુ આપ તો સર્વ રસના જ્ઞાતા..."

" ભલે ભલે પણુ હું સાધુ છું એ તમે કેમ વિસરી જાઓ છો ? "

" એ ગમે તેમ થાય પણુ બાપુની ઇચ્છા છે કે એ શૃંગારરસ આપની પાસે લખાવશે જ. "

જેસાએ બોલતાં બોલતાં મેરામણુસિંહજી સામે જોયું.

" હા, આપે અમારા પુસ્તક માટે શૃંગાર રસ લખવો જ પડશે. " મેરામણુસિંહજીએ દૃઢતા બતાવી.

" અને ન લખું તો ? " જીવણુ વજેની આંખમાં જોગહઠ દેખાયો.

" ન લખો એ કેમ બને ? " મેરામણુસિંહજીના શબ્દોમાં રાજહઠ ડોકીયાં કરવા લાગ્યો.

જોગહઠ અને રાજહઠની ભરતી ઉછળી.

[૩]

મેરામણુસિંહજીને આઠ દિવસ સુધી ચેન પડ્યું નહિ. જીવણુ વજે પોતાની માગણી સ્વીકારી પ્રવીણુસાગર માટે શૃંગાર રસ કઈ રીતે લખે એને માટે એણે ઘણી તદબીરો રચી પણુ કોઈમાંથી એને જોઇતો ઉકેલ મળી શક્યો નહિ.

" બાપુ, મને એક માર્ગ જડ્યો છે. "

" ખરેખર ? " મેરામણુસિંહજીએ આતુરતાથી જેસા સાંગા

સામે મીટ માંડી.

"હા. બાપુ—પણ માર્ગ જરા કપરો છે, અનીતિભર્યો છે."

"કઈ રીતે?"

"જાણે જીવણ વજે જોગહઠે ચડી ગયા છે એનો એ હઠ છોડવવા માટે આપણે એને પાડવા જોઈએ."

"શી રીતે?"

"પુરૂષ પડે શી રીતે એ તો આપ જાણો છો."

"પણ આ જોગીને કોણ પાડી શકે તેમ છે?"

"બાપુ રાજકોટની નૃત્યકી લવંગીને હું મળ્યો હતો અને એની સાથે વાત કરતાં એણે એ બીડું ઝડપ્યું છે."

"જીવણ વજે જેવા સમર્થ યોગી..."

"બાપુ, કામદેવ આગળ ભલભલા જીવન હારી બેઠા છે તો પછી જીવણ વજેની શી તાકાત કે એ એ બાબતમાં અણનમ રહે."

"પણ જેસા, એક યોગીને યોગભ્રષ્ટ કરવાનું આપણું આ કાર્ય હલકું ગણાશે એમ મને લાગે છે."

"એ બાબતનો તોડ મેં કાઢી જ રાખ્યો છે. એ યોગી યોગભ્રષ્ટ થાય નહિ અને આપણું કામ થાય એવી મેં તદબીર રચીને લવંગીને તૈયાર કરી છે."

મેરામણસિંહજીએ થોડીવાર મૌન સેવ્યું.

"જેસા, કોઈ બીજી તદબીર જડતી નથી?"

"બાપુ જો આપને પ્રવીણસાગરમાં ખરેખર શ્રૃંગાર રસ જમાવવો હોય તો જીવણ વજે સિવાય એ બીજા કોઈથી બની શકે તેમ નથી."

"એમાં કયાં મારી ના છે પણ એમના જેવા પુરુષ પાસે શ્રૃંગાર રસ લખાવવા માટે આપણે આવી અજુગતી રીતીએ કામ

લઇએ એ મને કોઇ પણુ રીતે રૂચતું નથી."

"જો આપને એ રૂચતું ન હોય તો પછી શ્રૃંગાર રસ લખાઇ રહ્યો."

"પણુ તું માને છે કે લવંગી એ યોગીને નીચે ઉતારી શકશે ?"

"રૂપ, ગુણ, હાવભાવ, લાવણ્ય એ બધાં સાધનો લવંગી પાસે ભર્યાં પડયાં છે એટલે મને શ્રદ્ધા છે કે જીવણુ વજે એના સપાટામાં જરૂર આવી જવાના."

વળી પાછા મેરામણુસિંહજી વિચારમાં પડી ગયા.

"બાપુ મારો આ બાબતમાં લેશ પણુ આગ્રહ નથી. આપને ઇચ્છા હોય તો જ આ ઇલાજ અજમાવો. હું તો પ્રવીણુસાગર એ સર્વ રસનો સાગર બને એ સર્વ દૃષ્ટિએ જ આપને એ તદબીર બતાવું છું."

આખરે મેરામણુસિંહજીએ જેસા લાંગાની યોજના અમલમાં મેલવાની હા પાડી.

[૪]

પ્રભુએ નવરે દિ'એ ઘડેલી સૌંદર્યમૂર્તિ લવંગીએ જાણે કોઇ ગૃહસ્થની સ્રી હોય તેવીજ રીતે રોજ જીવણુ વજેની કથામાં જવું શરૂ કર્યું. શરૂઆતમાં એ સહુથી છેલ્લી હારમાં બેસતી. એના ઝગમઘતા સૌંદર્યે ઘણી સ્રીઓનું ધ્યાન એના તરફ ખેંચાયું. રૂપ એ પ્રભુની ઉમદામાં ઉમદા બક્ષીસ છે. જેમ ફૂલવાડીમાં ફૂલોની સૌરભથી લોકો આકર્ષાય છે તેમ જીવન વાડીમાં રૂપનાં આકર્ષણુ ભલભલા માનવીઓને પોતાનાં કરી લેય છે. કથામાં આવતી સર્વ સ્રીઓની દ્રષ્ટિ લવંગીના રૂપ તરફ જ ખેંચાઇ રહી અને ટુંક બખતમાં એ સહુની માનીતી થઈ પડી.

કથા ચાલતી ત્યારે એક ધારી નીચી દ્રષ્ટિએ જીવણુ વજે

કથા કહેવામાં તલ્લીન થઇ જતા. સ્હામે કોણ બેઠું છે એ જોવાની એની આંખ્યોને પરવા નહોતી. એટલે છેલ્લી હારમાં બેસતી લવંગી તો એની દ્રષ્ટિમાં પડે જ કયાંથી?

લવંગી ધીમે ધીમે આગળ વધતી ગઈ. લગભગ છ માસ સુધી એણે નિયમિત કથામાં હાજરી આપી અને છેલ્લી હારમાં ભગતાણી બનીને બેસનારી એ નૃત્યકી હવે રોજ પહેલી હારમાં બેસી લક્ષ દઇને કથા સાંભળતી. આ સ્થિતિમાં પણ જીવણ વજેનાં નેત્રો એ સૌંદર્યમૂર્તિ તરફ ફરતાં નહિ. જોગીના આવા દઢ જોગ જોઈ લવંગીને પણ પોતે ઉપાડેલું કામ સફળ થશે કે નહિ એમાં શંકા થવા લાગી.

મેરામણસિંહજી અને જેસો લાંગો લગભગ રોજ લવંગીને એણે કયાં સુધી સફળતા મેળવી એ વિષે પૂછતા પણ આજદિન સુધી એમને પણ નિરાશા ઉપજે એવી સ્થિતિ હતી. લવંગીએ જૂદી જૂદી રીતે પોતાના પાસા નાંખ્યા પણ કોઇ પણ રીતે જીવણ વજેને એ પોતાના તરફ ખેંચી શકી નહિ.

એક દિવસ એનો એક પાસો સરખો પડયો. કથા સાંભળવા આવેલી સર્વ સ્ત્રીઓ ઉઠી ગયા પછી એ સહુથી છેલ્લી ઉઠી અને જીવણ વજેને વંદન કરી થોડી વાર આંખ્યો મીંચી કંઇ પ્રાર્થના કરતી હોય એવા ઢોંગથી એ બેસી રહી. જીવણ વજેનું આજે આ સ્ત્રી તરફ ધ્યાન ખેંચાયું પણ બીજીજ પળે મોહની એ પુતળી તરફથી એણે પોતાનાં નયનો પાછાં વાળી લીધાં.

લવંગીને આટલું જ જોતું હતું. એને ખાત્રી હતી કે એક વખત પોતે જીવણ વજેની નજરે ચડી જાય તો પછી પોતાને જે કાર્ય સોંપાયું હતું એમાં યશસ્વી બનતાં વાર નહિ લાગે.

દરરોજ સહુ ઉઠી ગયા પછી લવંગી આ રીતે પ્રાર્થના કરતી. ક્રમે ક્રમે જીવણ વજેને આટલો બધો ભકિતભાવ ધરાવનારી આ સ્ત્રી કોણ છે એ જાણવાની ઇચ્છા ઉત્પન્ન થઈ અને એક



ચિત્રકાર ] જીવણ વજે રા. હરિલાલ ત્રિવેદી

"મારી સેવા સ્વીકારો એવી મારી પ્રાર્થના છે." પૃષ્ઠ ૨૫

દિવસ લવંગી પ્રાર્થના કરી પાછી ફરતી હતી એ વખતે જીવણુ વજેએ એને થોભવાની હાથથી ઇશારત કરી.

લવંગી તો આટલું જ ઇચ્છતી હતી.

" મહારાજ આજ્ઞા ? "

" તું કોણુ છો ? "

" મહારાજ, હું એક દુઃખી સ્ત્રી છું. પતિથી ત્યજાયલી હવે ભકિતભાવમાં આગળ વધી આપ જેવા ગુરૂદેવની કૃપાથી પ્રભુ ભજનમાં દિવસ ગાળું છું. "

આ મુજબ શરૂઆતની ઓળખાણુ રોજને રોજ દૃઢ થતી ગઇ. જીવણુ વજે લવંગીના ભકિતભાવથી પ્રસન્ન થયા. નેત્રની એક પણુ પાંખડી, વિકારને સ્પર્શ ન કરે એટલી દૃઢતા જીવણુ વજેએ કેળવી હતી. એટલે ગુરૂ અને ભકત સરીખા ભાવથી જીવણુ વજે લવંગી તરફ ખેંચાતા ગયા.

અંગે અંગે સૌંદર્ય નિતરતું હોય અને રોજ રોજ એકાંત વધતી જતી હોય એ વખતે જીવણુ વજે જેવા શ્રૃંગાર રસના અદ્વિતીય જ્ઞાતાને લવંગીમાં જીવતી કવિતા દેખાય એ સ્વાભાવિક છે. અને થયું પણુ તેમજ. જીવણુ વજેના વજ્ર જેવા નીતિના કિલ્લાની કાંકરીઓ ધીમે ધીમે ખરી જાય તેવી સ્થિતિ લગભગ આવી પહોંચી.

એક દિવસે લવંગીએ હાથ જોડી જીવણુ વજે પાસે એક માગણી કરી.

**" ગુરૂદેવ, આપની સેવિકા તરીકે મારી સેવા સ્વીકારો એવી મારી પ્રાર્થના છે. "**

જીવણુ વજે લવંગીને ના કહી શકયા નહિ. તે દિવસથી લવંગી કથાના વખત ઉપરાંત પણુ ગુરૂની એક શિષ્યા સેવા કરે

એવા બનાવટી ભાવથી જીવણ વજને ત્યાં વધુ વખત રહેવા લાગી.

હાવભાવ, લાવણ્ય અને સૌંદર્યની સૌરભે યોગીના જીવન પર પ્રભુત્વ મેળવ્યું

મેરામણસિંહજીની લવંગીને એવી આજ્ઞા હતી કે જીવણ વજે કોઈ પણ રીતે નીચે પડે નહિ અને પોતે ધારેલું કાર્ય પાર પડે એવી રીતે વર્તવું.

એક દિવસે જીવણ વજે લગભગ આ સૌંદર્ય દર્શને મુગ્ધ હતા એ વખતે લવંગી હાથ જોડી આ સમર્થ યોગી સામે જોઈ રહી.

" લવંગી, તારી સેવાથી હું પ્રસન્ન થયો છું. અને તું જે માગે તે હું આપવા તૈયાર છું."

આજે પોતાના સર્વ પ્રયાસોનો સફળ સરવાળો આવેલો જોઇ લવંગી પ્રસન્ન થઇ.

" ગુરૂદેવ, માગું ? આપશો ?"

" જે માગે તે......"

" તો મહારાજ આજે આ દાઢી મૂછ ઉતરાવી નાંખો અને રાત્રે દીવો રાખી મારી સાથે જ્ઞાન ચર્ચા કરો."

જીવણ વજેની સ્થિતિ આજે રસ્તામાં ભૂલા પડેલા આદમી જેવી હતી.

એણે હસીને લવંગીની માગણી સ્વીકારી.

" મહારાજ, હું આજે રાત્રે આવીશ."

લવંગીના ગયા પછી જીવણ વજેએ દાઢી મૂછ ઉતરાવી નાંખ્યાં. એ જ્ઞાન માર્ગના ધુરંધરને આજે લાખ લાખ વીંછીના ડંખ લાગ્યા હોય તેવી સ્થિતિમાં આખો વખત રહેવું પડયું. જે સ્થાનમાં રાત્રે કોઇ વખત દીવા થતા નહિ ત્યાં આજે પહેલ વહેલો પ્રકાશ થયો

અને નૂપુર ઝંકારથી આજે એ સ્થાન કંઇ બીજા જ વાતાવરણમાં ફેરવાઇ ગયું. લવંગી આજે સોળ શણગાર સજીને આવી હતી. એક યોગી–સમર્થ યોગીને પોતે જીતી જવાની તૈયારીમાં હતી એટલે આજે એના હૈયામાં હરખ માતો નહોતો.

" ગુરૂદેવ આપણે ઉઘાડે બારણે જ્ઞાન ચર્ચા કરશું તો કોઇને શંકા જશે એટલે હું બારણા બંધ કરૂં તો એમાં આપને વાંધો નથી ના ? "

જીવણ વજેએ એમાં લેશ પણ આનાકાની કરી નહિ અને લવંગીએ બારણાં બંધ કર્યાં.

બારણાં બંધ થયાં કે એ જ વખતે કોઇએ બહારથી બારણાં ઠોકયાં.

જીવણ વજે બારણાં કોણ ઠોકે છે એનો વિચાર કરે એ પહેલાં તો લવંગી બારણા તરફ દોડી અને ઉતાવળે બારણાં ખોલી નાખી પાછી જીવણ વજે પાસે આવી ઉભી રહી.

બારણાં ખુલ્યાં કે તુરત મેરામણસિંહજી અને જેસો લાંગો હસતા હસતા જીવણ વજે સામે ઉભા રહ્યા.

સંકેત મુજબ લવંગીએ દીવો હાથમાં લઈ જીવણ વજેના દાઢી મૂછ વિનાનાં મુખ આગળ ધર્યો અને મેરામણસિંહજી સામે જોઇ પોતે હસી પડી.

" કાં જોગીરાજ, હવે શ્રૃંગાર રસ લખશો ના ? "

× × ×

જીવણ વજે આખી પરિસ્થિતિ એક પલમાં પામી ગયા અને એણે પ્રવીણ સાગર માટે શ્રૃંગાર રસ લખવાનું કબુલ કરતાં પહેલાં મેરામણસિંહજીને કહ્યું :

" પંથો ધાયવો ખગેશ જોર ઉઠાયવો એ પાણુ
ખીજીયો પનંગ ઝકે વાયગો ખતંગ

વ્યોમજાળ નાહવો જગાયવો વિયાંલાંધીસ
અશો એક મરદાં હરાયવો અનંગ×"

× × ×

અને પ્રવીણસાગર ગ્રંથને પાને શૃંગાર રસની રમઝટ જીવણ વજેએ જમાવી.

---

× ગરૂડથી મોટો વેગ કોઈનો હોય નહિ, પણ કદાચ હોય તો ભલે; મેરૂ પર્વત ઉઠાવવાની કોઈની તાકાત નથી, છતાં કોઇ ઉઠાવે; 'મણીધર'ના માથા પર પગ દેવો એ પણ અસંભવિત છે છતાં એ પણ કદાચ સંભવિત બને; અગ્નિનો કુંડ ભરી એમાં પડાય નહિ છતાંય કોઈ પડે; નાગ લોકના રાજાને જગાડવો મુશ્કેલ છે છતાં કોઇ જગાડે તો એ થઈ શકે તેમ છે પણ કામદેવને જીતવો એ તો આ સર્વથી પણ મુશ્કેલ કાર્ય છે.

# સોઢી રાણી

મળવામાં મીઠપ નહિ, એ માઠપનાં એંધાણુ :
ઈ શું પાથરશે પ્રાણુ સાચું સોરઠીઓ ભણે.

ભાગો ! ભાગો ! ! હાથી આવે છે ! ! હાથી બહેકયો છે ! હાથી ગાંડો થયો છે ! ! !

સાબરમતીના કિનારા પર બુમરાણુ મચી રહ્યું.

થોડી વાર પહેલાં જે યુવાનો દંડ અને બેઠકના ધ્યાનમાં મસ્ત હતા એ યુવાનો પણુ આ હાથી બહેકયાનું બુમરાણુ સાંભળી વ્યાયામસ્થાનપરથી નાસભાગમાં પડયા.

અમદાવાદનો રાજસુબો નદીકાંઠાના પોતાના રાજમહેલમાં બેસી સાબરમતીનાં વ્હેણુ નિહાળી રહ્યો હતો એને કાને પણુ આ બુમરાણુ પહોંચ્યું. એ ઉઠી પાસેના બગીચાના વ્યાયામસ્થાન તરફની બારીએ આવ્યો અને એણે દૂરથી ગાંડા હાથીને એ જગ્યા તરફ દોડતો આવતો જોયો.

સર્વ વ્યાયામ શિક્ષકો અને વિદ્યાર્થીઓ નાસભાગમાં પડયા હતા પણુ એક પ્રચંડકાય યુવાન હજુ દંડ પીલતો હતો એને ન

આ ઘુમરાણે કંઇ અસર કરી કે ન તો એને હાથી ગાંડો થઈને દોડયો આવે છે એની કંઇ તમા હતી. એ તો પોતાના વ્યાયામ પ્રયોગમાં મસ્ત હતો.

રાજસુબાએ બારીએથી નીચેના માણસોને આજ્ઞા કરી કે, "એ યુવાનને ચેતવણી આપો કે સ્હામેથી ગાંડો હાથી આવે છે."

માણસોએ દોડી આવી આ અઢાર વર્ષના જુવાનને એ મુજબ ઉતાવળે ચેતવણી આપી.

"ભાગો ! તમારી સામે ગાંડો હાથી આવે છે.'

યુવાન પોતાને ચેતવણી આપનારાઓ તરફ ફર્યો. સહેજ હસ્યો અને પછી સંપૂર્ણ શાંતિથી બોલ્યોઃ

"આવવા દો."

"અરે હમણાં સૂંઢમાં ઉપાડી તમારા છૂંદેછૂંદા કરી નાખશે" પેલા માણસોએ ફરી વાર ઉતાવળે ચેતવણી આપી.

"થવા દો." યુવાને એટલી જ શાંતિથી ફરી વાર ઉત્તર આપ્યો.

રાજસુબો બારીએ ઉભો ઉભો યુવાનના 'આવવા દો' એ શબ્દો સાંભળી વધુ ચોંકયો. આવો નિર્ભયતા વરેલો આ યુવાન કોણ હશે ?

એ યુવાનનું માંસલ શરીર અત્યારે એ રાજસુબાને અતિ આકર્ષક લાગ્યું. એના શરીરનો દરેક ભાગ સંપૂર્ણપણે ખીલેલો હતો એટલું જ નહિ પણ અજાનબાહુ સરીખી એની ભૂજાઓ એના શરીરની સબળતાની સાક્ષી પુરવા બસ હતી.

આંખના પલકારામાં તો એ ગાંડો હાથી દોડતો દોડતો આ યુવાન જ્યાં કસરત કરતો હતો ત્યાં આવી પહોંચ્યો.

આ વખતે આજુબાજુ ઉભેલા કસરતબાજ જુવાનો તથા

રાજસુબાનાં માણસોમાં ફરી નાસભાગ થઇ અને ફરી સર્વેએ એક સામટી બૂમ પાડી.

" ભાગો ! નાસો ! ! ગાંડો હાથી આવી પહોંચ્યો છે. "

આવા ધુમરાણમાં પણ હજુ પેલો જુવાન સંપૂર્ણ નિર્ભયતાથી કસરત કરતો હતો. હાથીને ઠેઠ પાસે આવેલો જોઇ કસરત કરનાર વિદ્યાર્થીઓમાંના એકે છેલ્લી બૂમ પાડી:

" કલ્યાણમલ ! ભાગો ! ! નહિ તો હાથી હમણાં જ છૂંદી......

એ શબ્દો પુરા થાય તેટલામાં તો હાથી ત્યાં દોડતો આવ્યો. હાથીને આવેલો જોઇ સર્વના જીવ ઉંચા થઇ ગયા. રાજમહેલની અટારીએ ઉભેલા રાજસુબાએ પણ કલ્પ્યું કે આ યુવાનના આયુષ્યની અવધિ પૂરી થઇ પણ એટલામાં તો એની અજાયબી વચ્ચે એણે એ યુવાનને છલંગ મારતો જોયો અને આંખના પલકારામાં એ યુવાન કૂદીને હાથીની પીઠ પર જઇ ચઢ્યો.

હાથી પણ યુવાન અને યુવાનીનો ભક્ત હોય તેવી રીતે નરમ પડી ગયો અને પોતાની પીઠ પર બિરાજનારની નિર્ભયતાની પ્રશંસા કરતો હોય તેમ સૂંઢ ઉંચી નીચી કરી ધીમો પડ્યો.

હાથીને આ રીતે વશ કરનાર આ યુવાનનું પરાક્રમ જોઇ કસરત કરનારા યુવાન મંડળે ઉત્સાહમાં આવી જઇ મોટે અવાજે જયઘોષ કર્યો.

થોડીવારમાં તો હાથોના માવતો આવી પહોંચ્યા અને હાથીને કબજામાં લીધો. સર્વેએ આ યુવાનના આ પરાક્રમી કાર્ય માટે એને અભિનંદન અર્પ્યાં.

રાજસુબો દાંતમાં આંગળાં નાંખી આ કટોકટીનો પ્રસંગ આ રીતે જોઇ રહ્યો હતો. એણે તુરત પોતાના કારભારીને બૂમ પાડી:

" માણેકચંદ, જુઓ તો ખરા આ જુવાન કોણ છે ? "

"નામદાર આપે એને ન ઓળખ્યા ? એ તો ઇડરના કુમાર કલ્યાણમલજી."

"કલ્યાણમલ ?"

"જી હા, હજુર."

"એને ઉપર બોલાવો."

"જેવો હુકમ."

રાજસુબાનો હુકમ બજાવવા કારભારી નીચે દોડયો અને દોડતો દોડતો આ યુવાનને ઘેરીને ઉભેલા જુવાનોના ટોળામાં ઘૂસ્યો.

"આપને રાજસુબા બોલાવે છે."

"કોને–મને ?"

"જી હા."

"શું કામ છે ?"

"એ તો હું જાણુતો નથી પણ આપની રાહ જુએ છે"

તુરત જ પોતાના કપડાં પહેરી લઇ કલ્યાણમલ કારભારી સાથે રાજસુબાને મળવા ચાલ્યો.

કલ્યાણમલની ચાલ એટલી બધી મોહક હતી કે અમદાવાદનો રાજસુબો એના પર મોહિત થયો પણ પોતાનો કડપ બતાવવા એણે કૃત્રિમતા ધારણ કરી, જ્યારે કલ્યાણમલ ઓરડામાં દાખલ થયો ત્યારે એને ઠંડો આવકાર આપ્યો.

"જુવાન આજે તું બચી ગયો હો ! નહિ તો તારાં બધાં વરસ ખતમ થવામાં વાર ન્હોતી." બનાવટી શબ્દોમાં રાજસુબાએ કલ્યાણમલ સાથે વાત આદરી.

આટલો ઠંડો આવકાર, આવા કાયરતાસૂચક શબ્દો અને રાજસુબાની તોછડી નજર જુવાન કલ્યાણમલને બહુ ખુંચ્યાં.

[ ૨ ]

ઇડરમાં રાજરોહણનો પ્રસંગ જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ પ્રજાનો ઉત્સાહ ભરતીએ ચઢતો ગયો.

જ્યારથી સુબાએ કલ્યાણમલ અને પેલા ગાંડા હાથીનો પ્રસંગ નજરોનજર જોયો હતો ત્યારથી રાજસુબો બહુ બેચેન રહેતો. એક તો ઇડરના રજપુતો એટલે શૂરવીરતામાં એક્કા અને તેમાંય કલ્યાણમલ જેવો જુવાન રાજગાદીએ આવ્યા પછી જો માથું ફેરવે તો અમદાવાદને ભારે પડી જાય એ વિચારે રાજસુબો એનો શો ઇલાજ કરવો એની વિચારણામાં રોજ ગુંથાયલો રહેતો.

આજે સાબરમતીનાં નીર નિહાળતાં નિહાળતાં એને એક નવો વિચાર સૂઝયો. એ વિચાર અમલમાં મેલવા એણે પોતાના કારભારીને બોલાવ્યો.

"જુઓ માણેકચંદ, આ ઇડર વિષે આપણે બહુ વિચારવાનું છે."

"જી હા વાત સાચી છે." કારભારીએ સુબાના સૂરમાં પોતાનો સૂર પુરાવ્યો.

"તે દિવસે એ કલ્યાણમલનું પરાક્રમ જોઇને હું દિંગ થઇ ગયો હતો. એના જેવો જુવાન હવે રાજસત્તા પર આવ્યો છે એટલે આપણે સાવધ રહેવાની જરૂર છે."

"જી સાચી વાત"

"શું કરીશું ?"

"આપ નામદાર સુચના આપો તે અમલમાં મેલવા હું તૈયાર છું."

"મને એક વિચાર આવ્યો છે."

"ફરમાવો નામવર."

"આ કલ્યાણમલને કોઈ એવી કન્યા રજપુતોમાંથી પરણાવી

દો કે એ એને અફીણનું બંધાણુ કરાવે અને એક વખત અફીણનો એ બંધાણી થયો એટલે પછી એની આખી કાયા નીચોવાતાં વાર નહિ લાગે."

"જી હા. ઉપાય સારો છે."

"જો અફીણનું બંધાણુ એને ચોંટે તો આજે જે શરીર અને શરીરની તાકાત એણે કેળવ્યાં છે એ દૂર થશે અને પછી એવા અફીણી રાજાથી આપણને ભય પામવાનું કંઇપણ કારણ નહિ રહે."

રાજસુબાની સૂચના થતાં માણેકચંદે એ સૂચનાને તુરતમાંજ અમલી બનાવી. ઉપરી સત્તાનો પરવાનો જેના હાથમાં હોય એવા માણેકચંદ જેવા કારભારી ધારે તે કરી શકે. અને માણેકચંદે ટુંક વખતમાં ઇડરનાં કેટલાંક માણસોને ફોડી એક સામાન્ય રજપુત કુળની કન્યાને ઈડરની મહારાણી બનાવી દીધી. સૂચના મુજબ એ રાણીએ કલ્યાણમલ્લ પર ધીમે ધીમે કાબુ જમાવ્યો અને પરિણામમાં અફીણનું બંધાણુ કલ્યાણમલ્લને ચોંટયું.

ધીમે ધીમે કરતાં એ રાણીએ અફીણમાં કલ્યાણમલને એટલો બધો ઉતારી દીધો કે ટુંક વખતમાં જ જે શરીર પર લોહીની ટશરૂ ફુટતી એ શરીરમાં નિર્બળતાના સર્વ જંતુઓએ જમાવટ કરી દીધી.

અફીણ અને રાણી એ સિવાય કલ્યાણમલને બીજું કાંઇ હવે દેખાતુંજ નહિ. ઉપરી રાજસત્તાની પીઠ હોવાથી માણેકચંદે પોતાના એક સગાને ઇડરનો સચીવ બનાવ્યો. એ રીતે ક્રમે ક્રમે ઈડરનો નાનો મોટો દરેક અધિકારી માણેકચંદનો જ માણસ હોય એવો પ્રબંધ પુરેપુરી રીતે થઇ ગયો.

જ્યાં ઉપરી સત્તા આ રીતે હાથ નાંખે ત્યાં પ્રજાની તાકાત પણ હણાઈ જાય છે. પ્રજાનો એક પણ માણસ આ રીતે ગોઠવાયલા રાજતંત્ર વિષે એક પણ હરફ ઉચ્ચારે તો એના એજ વખતે હાલહવાલ થઇ જતાં વાર લાગતી નથી. ઇડરમાં પણ એ જ મુજબની સ્થિતિ જામી.

કલ્યાણમલની સાથે નાનપણથી કસરત કરનાર અને અવાર-
[illegible]વાર એના સંબંધમાં આવનાર કેસરીમલ નામનો એનો બાળમિત્ર [illegible]મા બધી રચના જોઇ બહુ દુ:ખી થયો. ક્યાં એ પ્રચંડ કાય પડછંદા [illegible]ાડતો અઢાર વર્ષનો કુમાર કલ્યાણમલ અને ક્યાં આજે અફીણમાં [illegible]ણગણતો બાવીસ વર્ષનો રાજવી કલ્યાણમલ ! એ સરખામણી [illegible]સરીમલ જ્યારે કરતો ત્યારે એની આંખોમાં ઝળઝળીયાં આવી જતાં, [illegible]ણ એ ઝળઝળીયાં રાજાને કાજે છે એવી ખબર જો ભૂલેચૂકે કોઇને [illegible]ડી જાય તો એજ વખતે કેસરીમલનો નાશ થાય એવું રાજતંત્ર [illegible]ાણેકચંદે ગોઠવી દીધું હતું.

અમદાવાદના સુબાએ આ રીતે પોતાના એક સબળ ઉગતા [illegible]રીફને દાબી દીધો.

(૩)

“ મામા ! કોઈ પણ રીતે કલ્યાણમલને અને ઈડરને ઉગારવાનો મેં નિશ્ચય કર્યો છે.” ઘોડાની લગામ સરખી કરતાં કેસરીમલે પોતાના વિચારો જણાવ્યા.

“ભાણેજની આ દશા થઈ ત્યાં સુધી ભલા માણસ મને કોઇએ ખબર આપ્યા નહિ ?”

“ કોણ ખબર આપે ? ચરકલીને પણ આ સંદેશો બહાર લઈ જવા જેટલી સ્વતંત્રતા નથી તો માણસ બીચારૂં કોણ માત્ર ? હું પણ જડેશ્વરના મેળાને બહાને બહાર નીકળી આવ્યો અને આપને મળી આ વાત કરી શકું છું. બાકી ઈડરમાં આ પ્રકારની વાત કરૂં તો એ જ વખતે મારા ધડપરથી માથું જુદું થાય એવી દશા આજે છે.”

“ બહુ ભારે થઈ. હવે કલ્યાણમલને શી રીતે ઉગારવો ? ” હાલારના વૃદ્ધ રજપૂતે પોતાની ધોળી દાઢીના વાળ પર હાથ ફેરવતાં ફેરવતાં કેસરીમલ સામે જોયું.

"આપ ઈડરના રાજવીના મામા છો એટલે આપ ધારો તો આપના ભાણેજને ઉગારી શકો છો."

"શી રીતે ?"

"એકજ રીતે એ ઉગરી શકે છે. એને કોઇ બીજી કુશળ રાજપુત કન્યા પરણાવો અને એ કન્યા એને અફીણના બંધાણુથી ઉગારે તો પાછો એ સિંહગર્જના કરતો બેઠો થાય."

"એ કેમ બને ?"

"જરૂર બને. કેમ ન બને ? એક સ્ત્રીએ એને માર્યો છે એજ મુજબ બીજી સ્ત્રી એને તારી શકે છે. પણ એ બીજી સ્ત્રી એ સ્ત્રી નામને શોભાવે તેવી હોવી જોઇએ."

વાત કરતાં કરતાં આ ઈડરીયો જુવાન અને આ હાલારી વૃદ્ધ ડેલી આગળ આવી પહોંચ્યા. બન્ને પોત પોતાના ઘોડા માણુસને સોંપી ડેલીમાં ગયા.

"કેસરીમલ, ઠીક યાદ આવ્યું. હડીયાણામાં સોઢા રજપુતો રહે છે એની એક જુવાન કન્યા બહુ વખણાય છે. એ સોઢી સાથે જો કલ્યાણમલને પરણાવીએ તો તમે કહો છો એવું કંઇક પરિણામ આવે."

કેસરીમલ પોતાના મિત્રને કોઈ પણ રીતે બચાવવા માટે આતુર હતો. એ તકની રાહ જોતો હતો. કાઠિયાવાડમાં જડેશ્વરનો મેળો આવ્યો. મેળાનો પ્રસંગ લઈ એ હાલારમાં આવ્યો. હાલારના ગામ કાલાવડમાં કલ્યાણમલના મામા અગરસંગ રહેતા. ત્યાં એ અગાઉ કલ્યાણમલની સાથે આવેલો એટલે એ વૃદ્ધ રજપુતની સહાય લઇ કલ્યાણમલને રાજસુબાની જાળમાંથી બચાવી લેવાની કોશીશ કરી જોવાનો એણે વિચાર કર્યો.

મિત્રધર્મ બજાવવાને આતુરતા સેવતા એ જુવાન રાજપુતની

આશા ફળી. હડીયાણે જઈ અગરસંગ તથા કેસરીમલે સોઢાઓ સાથે વાતચીત કરી બધું નક્કી કરી લીધું અને ત્યાંથી બન્ને સીધા ઇડર આવવા ઉપડયા.

સંકેત મુજબ અગરસંગે ઈડર આવી કલ્યાણમલને કાલાવડ આવવા આગ્રહ કર્યો.

મામાનો અતિ આગ્રહ છતાં માણેકચંદે ગોઠવી રાખેલ ચક્રાવામાંથી બહાર પડવાનું કલ્યાણમલ માટે બહુ મુશ્કેલ હતું.

સોઢીના વર્ણને કલ્યાણમલ ઘેલો બન્યો હતો. અફીણનો કેફ જ્યારે ચઢે ત્યારે અગરસંગ એકાંત લઈ કલ્યાણમલ આગળ સોઢીનાં વર્ણન કરતાં કરતાં લલકારતો :

કાઠિયાવાડની કામિની, ગોખેથી કાઢે ગાત્ર,
દેવતાઓના મન હરે, ત્યાં માનવી કોણ માત્ર.
કાઠિયાવાડની કામિની, હલકતી માથે હેલ,
ભરી બજારે નિસરી, જાણે ઢળકતી ઢેલ.

અફીણના તોરમાં વૃદ્ધ મામાની આમન્યા ભૂલી કલ્યાણમલ આતુરતાથી કહેતો:

"મામા ! એ સોઢી રાણી સાથે પરણાવો ને ?"

બરાબર છ મહિના સુધી અગરસંગ ઇડર રોકાયો. છ મહિને ઈડરની અમલદારશાહીને અગરસંગપર શ્રદ્ધા બેઠી કે એ કોઇ પણ પ્રકારે આ તંત્રમાં માથું મારે તેવો નથી.

અમદાવાદમાં રાજસુબાને ત્યાં લગ્ન પ્રસંગ આવ્યો. એ પ્રસંગે ઈડરના મોટા અમલદારો તથા ઈડરનાં રાણી અમદાવાદ ગયાં. પાછળ કલ્યાણમલ એકલો હોવાથી અગરસંગે દાવ આવેલો જોઈ સોગઠી ભાંગવાનો નિશ્ચય કર્યો.

રાતે એણે બે સાંઢણી તૈયાર કરી અને રાતોરાત મામો ભાણેજ બન્ને ઉપડ્યા.

સાંઢણી આડે રસ્તે પવનવેગે ઉપડી અને બીજે દિવસે બપોરે હાલારનાં ઝાડવાં દેખાડી દીધાં.

તુરત જ એ જ રાતે સોઢી સાથે મામાએ ભાણેજનાં લગ્ન કરાવી આપ્યાં અને રાતમાં ને રાતમાં સાંઢણી તૈયાર કરાવી વરકન્યા પાછાં સત્વર ઇડર પહોંચે એવી ગોઠવણ કરી.

સોઢી અગરસંગને કાકા કહેતી એટલે એને અગરસંગે ખાનગીમાં બોલાવી ઇડર વિષેની તમામ હકિકત સ્હમજાવી અને આવા સંજોગોમાંથી કલ્યાણમલને ઉગારી લેવાની યોગ્ય સૂચનાઓ આપી.

" કાકા, સાંઢણી એક જ તૈયાર કરાવજો. "

" સાંઢણી હાંકનાર તો જોઈશે ના ? "

" હું જ હાંકીશ અને ઇડર નરેશને સહિસલામત વખતસર પહોંચાડી દઇશ. "

" શાબાશ સોઢી શાબાશ. રજપુતાણી એટલે જગદંબા. એ જગદંબા સ્વરૂપ બતાવવાનો બેટા તને મોકો મળ્યો છે. જોગમાયા તારી ફતેહ કરો. "

આ રીતે સર્વના આશીર્વાદ લઈ પાછલી રાતના અજવાળીયામાં સોઢી રાણી કલ્યાણમલ સહિત સાંઢણીસ્વાર બની રવાના થઈ.

ચંદ્રિકાના ઝાંખા તેજમાં પોતાની બેઠક આગળની બેઠક પર બેઠેલી પૃથ્વીપરની મનોહારી ચંદ્રિકા જોઈ કલ્યાણમલ ઘેલો થયો.

(૪)

બરાબર પ્રાગડ વાસી ન વાસી ત્યાં તો સાંઢણી ભાલ પ્રદેશને ખુંદતી ચાલી. દૂર દૂર ગોવાળીયાના દુહાના લલકાર સંભળાયા :

ડોલરિયો દેશ શિયાળે જ સોહામણો;
નેચળ નાના નેસ, લીલી છોળે છલકતા.

ભાલ ભલેરી ભેંસ, દૂધ ભરેલી દાબરી;
ઘઉંની ધાટી ઘેંશ, શેડકઢે શિરાવતા.

સોજાં સાજણ સંગ, લભ્યાં લાખેણા લેરમાં;
ઉભરા આવે અંગ, સો ઘોડાંની સાયબી

કલ્યાણમલ અત્યારે સાંઢણી પર સોજાં સાજણનો સંગ મહાલી રહ્યો હતો. સાંઢણીની સ્વારી નબળા માણસો માટે નથી પણ સોઢી રાણીના સહવાસથી કલ્યાણમલમાં નવું જીવન આવ્યું હતું, એટલે એને આ મુસાફરી ફુલ જેવી લાગતી હતી.

દુહાના લલકાર ચાલુ જ હતા.

ભભકી ઉઠે ભાલ, ઘઉં લીલવણી ઘેરક;
ગુલાબી ગોરે ગાલ, સુખદ શિયાળો શેરડા.

વાધુકો વિકરાળ, ઝાળું લાવ્યો ઝોલકાં;
ભાવઠ લાગે ભાલ, ઉનાળે અળખામણો;

ઝુંપડે લાગી ઝાળ, રેતળો ઉડે રખરખ્યો;
પ્રજળે દેહ પરાળ, ફુંક ફેરવી ફોતરે.

સૂર્યનારાયણ ઉદયાચળે ચઢ્યા અને કલ્યાણમલે સોઢી રાણીનાં દૈવતનાં દર્શન કર્યાં. સવારનો પહેલો કસુંબો મોંમાં પડે ત્યારે રોજ આંખ ઉઘાડનારો કલ્યામલ આજે સોઢી રાણીની કેશકલા નિહાળતો કસુંબાના રસઘુંટડા પીતો હોય તેમ સાંઢણી હાંકતી શ્યામાને જોઈ રહયો.

સાંઢણી પવનવેગે આગળ વધી રહી હતી. સૂર્ય વધુ ઉંચો ચડયો અને અફીણીનાં અફીણ ઉતર્યાં. નસો તુટવા માંડી અને નિર્બળતાનાં નોતરાં શરૂ થયાં.

"સોઢા રાણી, મારે કસુંબો લેવો પડશે."

"હમણા હું જ મારે હાથે લેવરાવું છું. જો સામે તળાવ દેખાય છે એની પાળ આગળ સાંઢણીને ઝુકાડી આપને સર્વ પ્રકારની તજવીજ કરી આપું છું." બાળકને ફોસલાવે તેવી સુકુમારતાથી સોઢી રાણીએ પોતાના સ્વામીને સમજાવ્યો.

ભાલ પ્રદેશ, ભર ઉનાળો, વૃક્ષનું નામ નિશાન નહિ એવી સ્થિતિમાં જલ્દી તળાવ પાસે પહોંચાય તો કોઇ વૃક્ષને આશરે ઈડર નરેશને કસુંબા લેવરાવે એ આશાએ સોઢી ઝડપથી સાંઢણીને આગળ વધારી રહી હતી.

આખરે દુર દુરથી દેખાતું એ તળાવ આવ્યું. એક ઝાંખરા આગળ ઉતાવળે સાંઢણીને ઝુકાડી એણે કસુંબો ઉતરી જવાથી અર્ધ બેભાન જેવા લાગતા પોતાના પતિને સાંઢણી પરથી હાથ ઝાલી ઉતાર્યો. એ ઝાંખરા નીચે રેશમી ગાદી બીછાવી કલ્યાણમલને એણે બેસાડ્યો.

"સો...ઢી...રાણી...કસુંબો...ઝટ...લાવો." બેસતાં બેસતાં કલ્યાણમલે એ ગાદી પર લંબાવ્યું અને ઉતાવળે કસુંબો લાવવા ઈસારત કરી.

સોઢી રાણીએ સાંઢણી પરથી પોતાનો બગચો ઉતાર્યો અને ઉતાવળે અફીણનો ડબરો કાઢવા એમાં હાથ નાંખ્યો.

બગચામાં ડબરો હાથ ન આવવાથી એનાથી એક ધીમી ચીસ નંખાઇ ગઇ.

"પ્રભુ...પ્રભુ...હવે શું થશે! ઉતાવળમાં ડબરો પેટારા પર રહી ગયો અને અફીણ વિના રાજવીના પ્રાણ જશે."

એક ક્ષણ ગભરાટમાં આંખ આડા બે હાથ દઇ એ નીચે બેસી ગઇ.

આ બાજુ કલ્યાણમલ ગણુગણુતો હતો :

"રાણી...જી...કસુંબો કાઢો...મારો...જીવ જાય છે."

બીજી ક્ષણે એ જુવાન રજપુતાણી ઉભી થઇ. એણે પોતાની આસપાસ દ્રષ્ટિ કરી તો ઉનાળાની ઝાળું ઝડપું દઈ રહી હતી. ઉચે આભ અને નીચે ધરતી એ સિવાય બીજું કંઈ દેખાતું નહોતું.

આવી સ્થિતિમાં અફીણ ક્યાંથી લાવવું અને જો અફીણ નહિ મળે તો ઇડરનો ધણી અહિંજ આથમી જશે એ વિચારે યુવાન સોઢી મુંઝાણી.

એ મુઝવણમાં પોતાની ચપળ આંખ્યોને ચારે તરફ ફેરવી રહી હતી. તેટલામાં તળાવની પેલી પાર નીચલા ઢોળાવમાંથી એક રબારી ઘેટાંઓ સહિત તળાવની પાળપર ચઢતો દેખાયો.

નિરાશામાંથી આશાનો અંબાર દેખાતાં એ યુવાન રજપુતાણી કોઇ ગાંડી સ્ત્રી હોય તેમ તળાવના એ ભાગ તરફ દોડી.

દોડતી સોઢીના ઘાઘરાના ઘેરની ઘમકતી ઘુઘરી સાંભળી રબારીના કાન ચમકયા. આ ભાલ જેવા દેશમાં કોઇ સ્વર્ગની અપ્સરા ઉતરી આવી હોય એવો એ રબારીને ભાસ થયો.

જોતજોતામાં સોઢી રાણી રબારી સમક્ષ આવી ઉભી.

"ભાઇ, તારી પાસે અફીણ છે કે ?" ભાનભૂલી સોઢી રાણીને અત્યારે પોતાના કપડાનું પણ ભાન નહોતું.

નિર્જન વનવગડો, એકાંત, અને માગણ સ્થિતિમાં આ સૌંદર્ય-ની દેવીને જોઇ રબારીની આંખ ફરી.

એણે એ તકનો લાભ લેવાનો નિશ્ચય કર્યો.

પોતાના હાથમાંની મોટા પાના વાળી કુવાડી બગલમાં નાંખી એણે કમરપરથી ચામડાની એક કોથળી કાઢી અને એમાંથી અફીણનો એક મોટો કકડો હાથમાં લીધો.

"જો આ રહ્યું અફીણ; તારે જોઇએ છે ?"

"હા. બાપુ, તું અત્યારે અમારો પ્રભુ. જો, ઇડરનરેશ કસુંબા

માટે છેલ્લા શ્વાસ લેય છે. તું મને અફીણ આપ, એટલે હું એને બચાવી લઉં અને એ અફીણના બદલામાં લે મારો આ નવસરો હાર." ગળામાંથી ચકચકતો હાર કાઢી રબારી સમક્ષ સોઢી રાણીએ એ હાર ધર્યો.

"ઉંહું, મારે એ હાર ન ખપે મારે તો તારા હૈયાનો હાર થવું છે." રબારીએ પોતાની આંખ્યો સોઢી રાણી સ્હામે અનિષ્ટ-ભાવે નચાવી.

આ શબ્દો સાંભળી સોઢી રાણી ચમકી. જેના શરીર તરફ જોવાને કોઈ હિમ્મત ન કરતું, જેનું મુખદર્શન દુર્લભ ગણાતું એ સોઢી સમક્ષ એક અડબુથ રબારી આ જાતની માગણી કરે એ વિચારે એ ક્રોધથી આખીને આખી સળગી ગઈ.

"કેમ શું વિચાર છે? લે આ અફીણ અને તારા ધણીને પા. પણ સાથે સાથે મને પણ તારા......"

રજપુતાણીએ વખત વિચાર્યો. આ તકરારમાં ઉતરતાં પોતાના પતિનો પ્રાણ જશે એ વિચારે એણે પોતાનો ચહેરો બદલ્યો.

"ગોવાળીયા! હું તારી જ થઈશ પણ પહેલાં મને અફીણ આપ. હું કસુંબો મારા ધણીને પાઉં અને પછી તારી પાસે આવું."

"પછી તું દગો દે તો મારે શું કરવું?"

"તું અત્યારે ધારે તે કરી શકે તેમ છે. અત્યારે અમારૂં અહિં બીજું કોણ છે?"

રબારીએ એ પરિસ્થિતિ વિચારી એના હાથમાં અફીણ મૂક્યું.

અફીણ મળતાં સંજીવની ઔષધી મળી હોય એવા હર્ષથી એણે ઉતાવળે કલ્યાણમલ પાસે જઈ એને કસુંબો કરીને પાયો.

કસુંબો ગળે ઉતરતાં કલ્યાણમલમાં પાછો જીવ આવતો હોય એમ દેખાયું.

"કાં હવે કેટલી વાર છે? ગરજ મટી એટલે વૈદ્ય વેરી!" રબારીએ બુમ પાડી.

એ કાળમુખાનું મુખ જોઇ સોઢી રાણીને પોતાની ભયભરેલી સ્થિતિનું ફરી ભાન થયું.

એ ધીમે પગલે એ હવસના શયતાન પાસે આવી.

"શું છે?"

"શું હોય હવે? તારો બોલ પુરો પાડ."

એક ક્ષણ સોઢી રાણીએ ચારે તરફ દ્રષ્ટિ કરી પોતાની સ્થિતિનું માપ કાઢી લીધું. કોઇ પણ સ્થળેથી કોઈપણ પ્રકારની સહાય મળે એવું ચિહ્ન દેખાતું નહોતું.

"કાં હવે શું વાર છે?"

"ભલા રબારી, તું જાણે છે કે હું રાજાની રાણી છું. તારાં આવાં મેલાં ઘેલાં લુગડાં, તારી આ ગંદી કાયા એ તરફ તો તું જો."

"પણ તું કે'તી હો તો તળાવમાં નાહી લઉં, બોલ!"

"હા. જરૂર તળાવમાં નાહી ને આવ. પછી હું તું કહીશ એમ કરીશ."

રબારી ઉતાવળે ઉતાવળે માથાપરની પાઘડી, અંગપરનું કડિયું, અને ખભે રાખેલો ધાબળો તળાવને કાંઠે કાઢી એના પર પોતાની કુવાડી મૂકી તળાવમાં ન્હાવા ઉતર્યો.

સૂરજ સામે મોઢું કરીને એ ન્હાતો હતો. એની ઉઘાડી પીઠ જોઇ સોઢી રાણીને એક વિચાર આવ્યો. બીજી ક્ષણે એણે ધીમે પગલે જઈ કપડાં પર પડેલી ચકચકતી કુહાડી ઉપાડી અને આંખના પલકારામાં એણે છલાંગ મારી, પુરા જોરથી એ રબારીના વાંસામાં કુહાડીનો ઘા કર્યો.

એજ ક્ષણે તળાવનું પાણી રબારીના લોહીથી રંગાઈ ગયું.

દુર ઝાંખરામાં પડેલા કલ્યાણમલે શુદ્ધિમાં આવતાં આ દ્રષ્ય જોયું અને એનાથી બોલાઇ ગયું: "શાબાશ સોઢી રાણી."

× × ×

સોઢી રાણીએ ઇડરમાં આવતાં જ પોતાની સત્તા જમાવી અને કેસરીમલની સહાયથી પ્રજાને પોતાના પક્ષમાં લઈ ઇડરના સૈન્ય પર પોતાનું પ્રભુત્વ જમાવ્યું. કલ્યાણમલની આગલી રાણી સોઢી રાણીનો પ્રતાપ સહન ન કરી શકવાથી પોતાને માવતરે ભાગી ગઇ. દીવાન, સેનાપતિ, અને બીજા સર્વ અમલદારોને ફેરવી નાખી સોઢી રાણીએ ઇડરના રાજતંત્રમાં જોતજોતામાં કેટલાય ફેરફાર કરી નાંખ્યા.

અફીણના બંધાણમાંથી સોઢી રાણીએ ધીમે ધીમે પોતાના પતિને મુક્ત કર્યો અને કેસર, કસ્તુરી, બદામ, પીસ્તાવાળા દુધના સેવનથી થોડા મહિનામાં જ કલ્યાણમલ પાછો આગલી તંદુરસ્તી પ્રાપ્ત કરી શકયો.

"ત્રિયા અપાવે તેજ ને,
ત્રિયા કરે તારાજ"

એ કવિ વાક્યમાં પહેલું વાકય સોઢી રાણીએ જીવતું કરી બતાવ્યું અને ઇડરના એ કલ્યાણમલને ઇતિહાસમાં અનેક યશવંતા કાર્યો માટે અમર કર્યો.

# ગોપાલ ગઢવી

કંથા રણમાં જાય કે, ભાગીને મ આયો શેણ;
તો તારી બાંય ન ગ્રહિશાં, તું ભા ને હું ભેણ.

“અરે! આ શે જંગ મચાવ્યો છે?” નિંદરમાં બરછી અને ભાલાં કેવાં!?” જુવાન ચારણિયાણીએ પોતાના પતિને ઢંઢોળ્યો.

સહેજ જાગ્યો ન જાગ્યો, ત્યાં ચારણ પડખું ફરી પાછો ઉંઘમાં ઢળી પડયો.

થોડી વારે પાછી એની એ સ્થિતિ શરૂ થઇ અને ભાંગતી રાતની શાંતિમાં ચારણિયાણી મીટ માંડતી એ જોઈ રહી. કોઇ દિવસ નહીં અને આજે ઉંઘમાં પોતાના પતિની આ પ્રકારની અસ્વસ્થતા જોઇ ચારણિયાણીને અજાયબી લાગી.

“ સિંધુડો......ખુંભિયો......મારો, મારો......કાપો......એ ધડ પડયું......” આ મુજબ ચારણ નિંદરમાં લવ્યે જતો હતો.

ચારણિયાણીથી હવે રહેવાયું નહિ. એણે પોતાના પતિને સંપૂર્ણ સાવધ કરવા ફરી ઢંઢોળ્યો.

"હાં, શું છે ?" ઉંઘમાંથી જાગ્રત થતાં મીઠા તેલના કોડિયામાં બળતા ઝાંખા દીવાના ઝાંખા તેજમાં ગોપાલે પોતાની પત્ની સ્હામે જોયું.

"શું કરતા હતા ? ક્યાંઈ લડવા ગયા હતા શું ? આ બધા બુંબિયા અને સિંધુડા કયાં સાંભળ્યા ?" ચારણિયાણી પતિ સ્હામે મીટ માંડીને હસી પડી.

ચારણ બે ઘડી મુંઝાયો. કંઈ યાદ કરતો હોય એમ એણે પોતાને માથે હાથ ફેરવ્યો.

"હા." કંઈ યાદ આવ્યું હોય તેમ એ પથારીમાંથી બેઠો થઇ ગયો: "ચારણિયાણી ! મારે અત્યારે ને અત્યારે જવું જોઇએ."

"કયાં ?" ઉભો થઈ દોટ મારવા જતા પોતાના પતિનો હાથ ચારણિયાણીએ પકડયો.

"ધ્રોળની ધાર પર યુદ્ધ જામ્યું છે. મેં હમણાં જ જોયું —નજરોનજર જોયું. કંઇક ધુધણ, ધમણ, લાડક, સુમરા, સંધી, પિંગળ, આહેર, તુંબેલ, ચારણ, રાજગર એમ સહુ જાતો તરવાર પકડીને નગરની વ્હારે ચડી છે અને હું સાત તરવારિયો સેજમાં પડયો રહું તો તો આઈનાં ધાવણ લાજેના ! બાપુ ઈસર બારોટની દેશભક્તિને શરમાવું પડે ના ?"

"પણ એમાં તો જામ સતાજી જીતપર છે, એમ આજેજ ગામમાં ખબર આવ્યા."

"એ વાત સાચી. પણ સ્વપ્નામાં લોમો, તાતારખાં, અને મુજફરને બૂટેલા મેં દીઠા. નગરના સૈન્યમાં ભંગાણ પડયું અને અકબરના સુબા જોરમાં આવ્યા છે. જો ! જો ! અજો જામ રણમાં ઘૂમે છે." આંખો ચોળતાં ચોળતાં સ્વપ્નામાં દીઠેલી હકીકત ફરી એની આંખ આગળ ચડી આવી.

ચારણિયાણીએ પતિને અંગે અંગ વીરતા જાગતી દીઠી, છતાં

એનું માપ કાઢવા એના સોને મઢેલા દાંતોમાં એણે હાસ્ય પ્રકટાવ્યું.

રૂપરૂપના અંબાર જેને હાસ્યે હાસ્યે નીતરતા એવી એ ચારણિયાણીના હાસ્ય સ્હામે જાણે આંખ મીંચીને ઉભો હોય તેમ એ યુવાન ચારણ ઉઠયો.

"લ્યો સતી ! રામરામ. આ દેહે ન મળાય તો હવે સરગાપરમાં મળીશું."

"પણ ન જાઓ તો ન ચાલે ?" સ્ત્રીસુલભ કૃત્રિમ સુકુમારતા સેવતી ચારણિયાણીએ પતિની પરીક્ષા આદરી.

"એ કેમ બને ?"

"એ યુધ્ધો તો ક્ષત્રિયો માટે છે. ચારણો તો બહુ બહુ તો બિરદાવે."

"ભૂલ થાય છે ચારણિયાણી ! મોટી ભૂલ થાય છે. ક્ષત્રિયોથી પહેલાં યુદ્ધમાં મોખરે ચડે એનું નામ ચારણ. ગઢ પર હુમલો થાય ત્યારે દરવાજામાંથી તરવાર લઇને પહેલો કેસરિયાં કરે એનું નામ ગઢવી."

"પણ તમેજ એક દિવસ ગાતા હતા કે રાણીવાસ તે રાણીવાસ."

"ચારણિયાણી ! એ વાતું ખરી છે. પણ રણવાટની હાકલ પડે ત્યારે રાણીવાસમાંથી રાણીઓએ પણ કેસરિયાં કરવાં જોઇએ." ચારણની આંખ બોલતાં બોલતાં ચમકી.

"પણ આપણે કયાં રાજ્ય મેળવવાં છે ? જેને જમીન, જર અને જોરૂના ઝગડાઓ હોય એ ભલે રણવાટને રસ્તે વિચરે. પણ તમારે શું ?"

"મારે શું ? હું પણ એક ન્હાનો સરીખો રાજા છું. જામ રાવળે મારા બાપુ ઇસર બારોટને ગામ આપ્યાં. એટલે હું પણ

મામધણી કહેવાઉં. અને જ્યારે સ્વદેશ માથે આફત આવે ત્યારે રાજા પ્રજાના ભેદ શા ? એક અદનામાં અદના પ્રજાજને પણ માતૃભૂમિને કાજે રણમાં ઝૂઝવું જોઈએ."

"એ વાત બધી સાચી, પણ ચારણ ! આ દેહલતા સ્હામે તો જુઓ. જુઓ તો ખરા ? આ સુકુમાર હથેળીમાંથી હજુ કેસરનાં છાંટણાં ય ઝાંખા થયાં નથી. આ પગની પ્હાનીમાંથી મેંદીના મ્હેકાટ હજુ ઓછા થયા નથી......"

"બસ કરો, હવે મને ભુલી જાઓ, હું હવે કોઇનો નથી. હવે તો હું ભલો અને આ તલવાર ભલી."

ચારણની આંખમાં અગ્નિના તણખા ઝરે એવા પ્રકાશ પ્રકટયા.

એ પ્રકાશે પ્રકાશે ચારણિયાણી રાચી હોય તેમ બોલી ઉઠી.

"આજનો દિવસ મારે માટે ધન્ય છે. કેસરીનાં પારખાં હોય? મેં પારખાં કરવા એટલી ઘડી વીતાવી, એ માટે ક્ષમા માગી લઉં છું."

"ત્યારે ચારણિયાણી ! રામરામ."

"ઉભા રહો એક વાત કહી દઉં."

"શી ?"

"બાવન માસનો આપણો ઘરવાસ છે તો બાવન ઘા ઝીલો ત્યાંસુધી પાછી પાની કરશો નહીં હો ?"

"ભલે ચારણિયાણી ભલે. લ્યો રામ રામ......"

(૨)

"ડાયા ! તને મેં ન્હોતું કહ્યું કે તાતારખાં અને મુજફ્ફર બેય ખૂટલ છે." ભાણજી દલે પોતાના ભવ્ય મુછોના કાતરાપર હાથ ફેરવતાં ફેરવતાં હોકાની ફુંક લીધી.

"તમે કે' તા હતા એમજ થયું. લોમો પણ એ બેયની નાતમાં

ભળ્યો લાગે છે. માળાઓએ પણ કરી ભારે. જામશ્રીને યુક્તિથી હાથી પરથી ઉતારી, ઘોડા પર બેસારી, પછી પોતેજ બૂમો પાડવા માંડ્યા કે "ભાગો, ભાગો," અને સાથે એના હાથ નીચેનું છત્રીસ હજારનું સૈન્ય પણ એ બૂમોમાં ભળ્યું."

"એ તો તેં રંગ રાખ્યો ડાયા! ખરેખર તારી તરવાર એ વખતે જે રીતે માથાની ખાતરણીઓ ભરતી હતી એ જોઇને તો એમ જ થયું કે રંગ છે હાલારની ધરાને કે જેમાં તારા જેવા તરવારિયા પાકે છે."

"એ બધો તમારા જેવાનો પ્રતાપ છે. લોમો, તાતારખાં અને મુજફ્ફર ભાગ્યા એ વખતે તમારા જેવાએ રણુસ્તંભ રોપીને જે જુવાનોને પડકાર્યાં અને તેમાંય ધરણા વરસોડાના દીકરાએ બતાવેલી બહાદુરી તો હું મરીશ ત્યાં સુધી નહીં ભૂલું."

"વીરના વીર પાકે. તે દિવસે યુદ્ધની શરૂઆતમાં તું ન્હોતો. જ્યારે આપણી અને કોકા આજમની ફોજ સામસામી આવી ઉભી ત્યારે ધરણાએ સૌથી પહેલો પડકારો કર્યો અને બાદશાહના સુબાને કહ્યું કે તમારો કોઇ પણ શૂરવીરમાં શૂરવીર મારી સામે ધર્મયુદ્ધમાં ઉતરે તો હું તૈયાર છું. એ પડકાર ઝીલાયો અને ધરણાએ એ મોગલની સાથે જે યુદ્ધ કર્યું એ તો ખરેખર જોવા જેવું હતું. ભાલાનું યુદ્ધ, તરવારનું યુદ્ધ અને તરવાર ભાંગી જતાં બન્ને બાથો-બાથ આવી ગયા અને આખરે એ ધરણા ચારણે મુગલને હેઠો પાડી નળગોટે બટકું ભરી એને મારી નાંખ્યો. જ્યારે બાદશાહના સુબા કોકાએ આ ચારણ અને મોગલનું યુદ્ધ જોયું ત્યારે એનાથી પણ બોલાઇ ગયું કે જેની પાસે આવા શૂરવીર માણુસ છે એને આપણે શી રીતે જીતી શકીશું?......"

ભાણુજી દલ એ વાત આગળ કરે એટલામાં છાવણીના એક સૈનિકે સેનાપતિ ભાણુજીને ખબર આપ્યા કે: "એક જુવાન ઘોડેસ્વાર આપને હમણાંને હમણાં મળવા માગે છે."

સેનાપતિની આજ્ઞાં થતાં સૈનિકે એ યુવાન સ્વારને છાવણીમાં આવવા દીધો.

"રામરામ" આવનારે જામ સતાજીના સેનાપતિની સ્હામે રામરામી કરવા હાથ લંબાવ્યા.

"રામરામ... ક્યાંથી આવો છો ?"

"સમાણેથી આવું છું. મારૂં નામ ગોપાલ......"

"કોણ ગોપાલ ગઢવી ?" ડાયો લાડક વચમાં જ ઉછળ્યો.

"હા."

"ભાણજી બાપુ, જેવો ધરણો તરવારિયો હતો તેવો આ ગોપાલ ગઢવી સાત તરવારિયો છે."

"ઇસર બારોટ તમને શું થાય ?" ભાણજીએ આ તરવારિયાને સીધો પ્રશ્ન કર્યો.

"મારા બાપુ થાય."

"ભલે ભલે; આવ દીકરા ! આવ. તને ખબર નહીં હોય કે ઇસર બારોટને હું મારા વડીલ ભાઇ સમાન ગણુતો." ભાણુજીએ ગોપાલનો સ્નેહભાવે સત્કાર કર્યો.

"અને બાપુ ! એક બીજી વાત કહી દઉં, આ ગોપાલના ઘરમાં જે ચારણિયાણી છે એ જોગમાયા સાક્ષાત જગદંબા જેવી છે. ભગવાને નવરે દિ ઘડી હોય એવી એ ચારણિયાણી અને ગોપાલનું જોડું દેવતાઓને પણ અદેખાઈ કરાવે તેવું છે."

"તો તો ભાઇ ! તું પાછો જા. અહિં તારૂં કામ નથી. તારૂં જોડું પ્રભુ અખંડ રાખે."

"કેમ મારૂં અહિં કામ નથી ?" ગોપાલે ભાણુજી દલ સ્હામે પોતાની આંખના લાલ ખૂણા તાક્યા.

"અહિં તો જેને સ્વર્ગલોકના વરરાજા થવું હોય એનું કામ

છે. પૃથ્વી પરના વરરાજા અહિં ન જ હોય."

"માફ કરો તો ન્હાને મોઢે એક વાત કહું ?" ગોપાલ શબ્દે શબ્દે ઉછળ્યો. "જેને પૃથ્વી પર સારો વરરાજા થતાં આવડે છે એજ સ્વર્ગનો સાચો વરરાજા થઈ શકે છે."

(૩)

"જુઓ ભાણુજી દલ, આજે આપણે યુદ્ધમાં મોખરે રહેવાનું છે. તમારી સાથે કોને કોને રાખશો ?" વૃદ્ધ જેસા વજીરે યુવાનની તેજસ્વીતાથી ચારે તરફ રણભૂમિ પર દષ્ટિ ફેરવી.

"મારી સાથે ડાયા લાડક એક જ બસ છે અને બીજો આ આજે આવેલો નવીન સરદાર ગોપાલ ગઢવી........"

ગોપાલ ગઢવી નામ સાંભળી જેસો વજીર ચમકયો. એની આંખ આગળ યુદ્ધની શરૂઆત પહેલાં પક્ષીની ભાષા જાણનાર સિદ્ધ પુરૂષે સંભળાવેલી પક્ષીઓની વાણીમાંનું આગમ અત્યારે તરી રહ્યું. એક લાખ ને છત્રીસ હજારની નગરની ફોજ તથા અઢી લાખની મુગલોની ફોજના નાશનાં દશ્યો ફરી પાછાં આ વૃદ્ધ વજીરની આંખ આગળ ખડાં થયાં અને એ ફોજના નાયકોમાં ગોપાલ ગઢવીનું નામ પણ એણે પેલા સિદ્ધ પુરૂષ પાસે સાંભળેલું અત્યારે યાદ આવ્યું.

"ગોપાલ ! આજે કયાંથી ?" વૃદ્ધ વજીરે એ યુવાન ચારણ સ્હામે જોયું.

"આજે મારે ગામથી યુદ્ધ માટે હું આવ્યો છું."

"આપે એને ઓળખ્યો ? એ કોણ છે ?" સેનાપતિ ભાણુજીએ જેસા વજીર સ્હામે જોયું.

"કોણ ?"

"ઇસર બારોટનો એ પુત્ર."

"ઓહો ! ગોપાલ ! હવે ઓળખ્યો. હાલારનો સાત તરવારિયો ગોપાલ. ખરેખર ગોપાલ તારો આ કુકુડ કંધો, પલંગ જેવી

પીઠ વાળો, બાજઠ જેવી ત્રિગો વાળો, ઢાલ જેવી ચોડી છાતી વાળો, અરીસા જેવી તેજસ્વી રૂવાંટી વાળો, દેવળના સ્તંભ જેવા પગો વાળો, અને નકોર નળિયો વાળો ઘોડો જ તારી શૂરવીરતાની સાક્ષી પૂરે છે. ભલે આવ્યો. તારા જેવા શૂરવીર ચારણ તો નગરના સ્તંભનું આજે કામ કરશે." વૃદ્ધ વજીરની આંખ્યો હર્ષથી ચમકી.

"ત્યારે આ ગોપાલને હું મારી સાથે રાખીશ." ભાણજી દલે જેસા વજીર સામે જોયું.

"હા, એને તમારી સાથે રાખજો અને જુઓ, ડાયા લાડકની સાથે એમને જામ અજાજી પાસે મોકલી સરદારની પાઘડી આજ ને આજ બંધાવો. અને તમે એ કામ કરી મારી પાસે હમણાં ને હમણાં પાછા આવો."

હુકમ પ્રમાણે ભાણજી દલે ગોપાલ ગઢવીને સરદારની પદવી આપવા ડાયા લાડક સાથે અજાજી પાસે મોકલ્યો અને પોતે પાછો વૃદ્ધ વજીરની સમક્ષ આવી ઉભો.

જેસો વજીર ભાણજી દલને એકાંતમાં લઈ ગયો અને ધીમે સ્વરે એમણે શાંતિથી ખાનગી વાતચીત શરૂ કરી.

"જુઓ ભાણજી દલ, આ યુદ્ધ થયું એ પહેલાંની થોડી હકીકત તમને ટુંકમાં કહી દઉં. આ ધ્રોળ ગામમાં ભૂચર નામનો રજપૂત રહે છે. એ રજપૂતનું ધણ આજે જ્યાં આપણે લડીએ છીએ ત્યાં બેસતું. એ ધણનો ગોવાળ પક્ષીઓની વાણી થોડી સમજતો. એણે પક્ષીઓની જે વાણી સાંભળી, એ ધણના માલીક ભૂચર રજપૂતને કહી સંભળાવી. ભૂચરે એ માન્યું નહીં પણ એક દિવસ રાતના પેલા ગોવાળે એને પણ પેલાં પંખીઓની વાણી સંભળાવી. ભૂચર આ વાત લઇને મારી પાસે હડીયાણે આવ્યો. મેં એ વાત સાંભળી. જોશીઓ અને પંડીતોને બોલાવ્યા. એમના જોશમાં એમ આવ્યું, કે આ જગ્યાએ મહાભારત જેવું યુદ્ધ મંડાશે અને એમાં લાખો માણસોનાં રકત રેડાશે. મને

એથી સંતોષ થયો નહીં. એટલે મેં પક્ષીઓની વાણી સમજનાર એક સિદ્ધ પુરૂષને શોધી કાઢ્યો. એ સિદ્ધ પુરૂષને ભૂચરની સાથે ધ્રોળના આ પાદરની ધાર ઉપર મેં મોકલ્યો. એ સિદ્ધ પુરૂષ હાથમાં કાગળ લઈ ત્યાં છૂપાઇ બેઠો. ઘડી રાત ગઇ, એટલે એ સ્થળે એક પછી એક પંખી આવવા લાગ્યાં અને આગમની વાત કરવા લાગ્યાં.

ઓચરે આગમ એમ ઉડણુ,
હોવસી પાવસ હવાં,
પખ ક્રસન શ્રાવણુ માસ,
ઉપર આઠમી સે તથ અવાં;
પળ ભખણુ તિણુ દિન હુવસ.
પૂરણુ દુવણુ પેંડરણુ દરસરે.

વર્ષા ઋતુમાં શ્રાવણુ માસની અંધારી આઠમે આ સ્થળે માણસના માંસના ઢગલા થશે.

આ રીતે એ આગમ વાણી બધાએ સાંભળી છે અને મારે તમને આજે જે કહેવું છે તે એ કે તમે, હું, અજો જામ, મહેરામણજી, નાગડો, ડાયો લાડક એ બધા રણુમાં પોઢશું એવી એ આગમ વાણી છે. બાદશાહી ફોજમાં કોકો તથા આજમ અને લાખોની ફોજ ખતમ થશે. આ આગમ વાણીમાં મને શ્રદ્ધા છે. આ ગોપાલ ગઢવી રણુમાં ઘાયલ થશે, પણુ એ બચી જશે. મેં એનું નામ આગમ વાણીમાં સાંભળેલું, પણુ એને અત્યાર સુધી જોયો નહોતો. આજે એ એકાએક આમ રણક્ષેત્રમાં આવીને ઉભો રહ્યો એટલે એ આગમ વાણીમાં મારી શ્રદ્ધા વધી છે."

"બહુ સરસ ખબર આપ્યા; બાપુ! રણાંગણે મોત થાય એવાં સદ્‌ભાગ્ય તો થોડાઓનાં જ હોય છે, અને એમાં મારૂં પણુ નામ છે એટલે મારો આજે જીવનનો સહુથી ધન્યમાં ધન્ય દિવસ છે." ભાણુજી હવે પોતાની મોટી મુછોના કાતરા પર હાથ નાંખતાં નાંખતાં રણુક્ષેત્ર તરફ એક પ્રકારનું અગમ્ય હાસ્ય કર્યું.

"આપણે બધા એક જ હોડીના મુસાફર થશું. ભાણુજી દલ, પણ સ્વર્ગના વરરાજા થવાની પહેલી ઉમેદ તો મારી છે હો!"

"બાપુ! આપ તો મારાથી વૃદ્ધ છો, એટલે પહેલો તો હું જઇશ."

"નહીં એમ........"

રણક્ષેત્રમાંથી તોપોની ગર્જના સંભળાઈ અને બંને વૃદ્ધ વીરોએ એ દિશા તરફ જોયું.

( ૪ )

સૂર્યોદય થયો અને નગારે ઘા પડયા. નગારાની ઝીક સાથે ઘોડા તથા હાથીઓની હુકળ જામી અને બીજી બાજુ તોપોની ધમધમાટી ચાલી. ભાલાના ધમાકા, અને તરવારોની તાળી શરૂ થઈ.

ધધક્કાત ઘાવં બહે શ્રોણ ધારા,
પ્રનાલં મનો મેઘ છૂટે અપારા;
ફળે રંગરેજંકિના મટ્ટ ફુટ્ટે,
યહ રીત રત્તં નદી વ્હે ઉપટ્ટે.
ઉડે સીસ સૂરં ધડં મેહકારં,
બકે મારમારં મુખં બાર બારં
કમ ધંધઉં ઉસસે ઘાવકેળે
દ્રઢં પાગપાગાં અસંમેધ દેવે.

વર્ષાઋતુનાં પરનાળાં પેઠે લોહીની નીકો વહેવા લાગી. જેમ રંગરેજના રંગનાં માટલાં ફુટી જઇ ધરતી રંગાય તેમ રણક્ષેત્ર લોહીથી રંગાઈ ગયું. એક બાજુ કદાવર બખ્તરો અને ટોપોથી શોભતા મુગલ, પઠાણ, સૈયદ; મારવું યા મરવું એ ધ્યેયથી ઘુમતા હતા. બીજી બાજુ ક્ષત્રિયોમાં જામશ્રીના ભાઇ વીસોત્રીવાળા ખંભાળીઆવાળા રવાણી,

મોડાણી, બારાણી, વેરાણી, લાખાણી, ભાણાણી, સીસાંગના રણુમલજી, તોગોજી સોઢો અને એ સિવાયના પાંત્રીસ શાખાના રાજપૂતો મરણીઆ થઇ ઘાસની લણણી કરે એમ તલવારનો ઉપયોગ કરતા હતા.

"હાં ગોપાલ! એ હક્ક મારો છે."

ગોપાલને આજમના હાથી તરફ ધસતો જોઇને ભાણુજી દલે પડકારો કર્યો.

"બાપુ! તમે તો જીવનમાં ઘણાય જંગ ખેલ્યા હશે, પણ રાણીવાસમાં રાચનારા આ જુવાન ચારણને આજ તો બાદશાહના એ સુબા સાથે રમી લેવા........"

ગોપાલ પોતાનું વાકય પૂરું કરે ત્યાં તો કેસરી કુમાર સરીખો અજો જામ, ગોપાલ અને ભાણુજી દલ બેયની વચ્ચે થઇને આગળ વધ્યો.

"હટી જાઓ, એ આજમની આજ મને જ પૂરી કરી લેવા દિયો."

અને આજમના હાથીની ચારે તરફ ધીંગાણું જામ્યું.

આજમનો હિસાબ અજો જામ પૂરો કરે તેટલામાં ગોપાલે કોકાની શોધમાં તલવારોની ધાણી ફુટતી હતી એ વચ્ચે બીજી દિશામાં દષ્ટિ ફેરવી. પોતે વીરરસની ટોચ પર ચડયો હતો એટલે પોતાની સ્થિતિ વિસરી ગયો. ભાણુજી દલના અંગરક્ષક તરીકે પોતાની જોખમદારી ભૂલી જઇ એણે બીજી દિશામાં ઝુકાવ્યું.

મુગલોને આ યુવાન ચારણના ઘા બહુ તીખા લાગતા હતા. સાત સાત તરવારિયા વચ્ચે એ એકલો ઘૂમી આંખના પલકારામાં સાત સાત માથાં ધડથી જૂદાં પાડી દેતો. ગોપાલ ચારે તરફ ઘૂમતો કોકાના હાથી તરફ ધસ્યો.

"હાં જુવાન! રે'વા દે, રે'વા દે. મારે એને મારીને સરગા-

પુરનો વરરાજો થવું છે." નાગડા વજીરે અહીં ગોપાલને આગળ વધતો અટકાવ્યો.

ગોપાલ એક ક્ષણ નિરાશ થયો. એની તલવારને મુગલોના મુખ્ય સેનાપતિનો ભોગ આપવાના એના અભિલાષા અધુરા રહ્યા. અને એજ પળે એને ભાણજી દલ યાદ આવ્યા. ઘોડો પાછો ફેરવી એ બીજી દિશામાં ધસ્યો.

યુદ્ધ અત્યારે એવું તો જામ્યું કે સૂર્ય ધૂંધળો થઇ ગયો. મોગલોમાં આજમ અને કોકો મરાયા અને જામના સૈન્યમાં અજો જામ, જેસો વજીર, નાગડો વજીર જેવા યોદ્ધા હજારોને મારીને રણશૈયામાં સૂતા.

ભાણજી દલ પોતાના ચારસો ચૂંટેલા વીર સૈનિકો સહિત સૂતો અને એજ પ્રમાણે ડાયો લાડક ચારસો યોદ્ધા સાથે રણમાં પડયો. મેરામણજી પોતાના ચૌદ લવર મૂછા દીકરા સહિત યુદ્ધમાં કામ આવી ગયા. પાંચસો તુંબેલ ચારણો, અઢીસો પીંગળ આહિર, એક હજાર નાગડા, પચ્ચીસ હજાર જાડેજા અને છત્રીસ વંશના ક્ષત્રિયો કામ આવી ગયા. એક લાખ માણસો જામના તથા બાદશાહી ફોજમાં આજમ અને કોકો સાથે બે લાખ માણસો આ યુદ્ધમાં કપાયા.

ઘાયલોના ઢગલા વચ્ચે ગોપાલ છેલ્લી ઘડી સુધી ઘૂમ્યો અને હજારો ઘોડા, હજારો હાથી, બેસુમાર ઉંટ અને માણસોના ઢગલા વચ્ચે આખરે એ પણ ઘાયલ થઇને પડયો. ઘાયલ થયેલા ગોપાલે મુડદાંના ઢગલા વચ્ચે શુદ્ધિ આવતાં પડયાં પડયાં પોતાના ઘા ગણ્યા.

"બરાબર બાવન ઘા પડયા છે. ચારણિયાણીના બાવન મહિના મેં ઉજાળ્યા છે, ફીકર નહીં."

ચારે તરફ મુડદાંના ઢગલા વચ્ચે અશક્ત બનેલો ગોપાલ પોતાના ઘોડાની શોધમાં હતો. ઉભા થઇને જોવાની એનામાં શક્તિ રહી નહોતી એટલે પડયો પડયો એ પ્રભુને જપે એમ ઘોડાને જપી રહ્યો હતો.

ઘોડાને એક પણ ઘા ન પડે એની પોતે ખાસ કાળજી રાખી હતી, જ્યારે સ્હામા એક શત્રુનો ઘોડો મરી ગયો ત્યારે ધર્મયુદ્ધની રમત રમતો એ ચારણ ઘોડેથી નીચે ઉતરી એ શત્રુ સ્હામે ધસ્યો એ વખતે ઘોડો હાથથી ગયો હતો. ઘોડો જીવતો હશે તો જરૂર પોતાને શોધી કાઢશે એવી પોતાના જાતવંત ઘોડા વિષે ગોપાલને શ્રદ્ધા હતી.

આખરે એ જાતવંત ઘોડે પોતાના ધણીને શોધી કાઢયો. ધણીને નીચે પડેલો જોઇ ઘોડાએ હણેણાટી નાંખી. પણ ગોપાલમાં જવાબ આપવાની તાકાત ન્હોતી રહી.

ઘોડો પાસે આવતાં ગોપાલે ધીમે સ્વરે કહ્યું:

"બાપ! જરા પડખું આપ તો ચડાય."

ચતુર ઘોડો સ્હમજી ગયો અને પોતાના ધણીને પડખું આપ્યું*

× × ×

"કેમ! ઘા હવે કેટલાક દુઃખ આપે છે?" ચારણિયાણીએ પતિના ખાટલા આગળ ઉભા રહી હસતાં હસતાં ખબર પૂછયા.

"ઘાનાં દુઃખ તો અસહ્ય હોય, પણ એ બાવન ઘા જો એકાવન કે ત્રેપન થયા હોત તો વધુ દુઃખકર થઇ પડત."

---

* ઇતિહાસકાર કહે છે કે ગોપાલ ઘોડાની પીઠ પર બેસી ઘાયલ અને મરેલાંને જોતાં જોતાં રણક્ષેત્રમાંથી પસાર થતો હતો ત્યાં માર્ગમાં એણે જેસા વજીરને મૃત્યુને આંગણે પડેલો જોયો. હજી એ વૃદ્ધ વજીર શુદ્ધિમાં હતો એટલે ગોપાલને જોઈ એણે પૂછયું: "ગઢવી, કુંવર અજોજી કયાં છે?" ગઢવીએ જવાબ આપ્યો; "કુંવર તો ઘામાં ચકચૂર થઈ પડયા છે." જેસો વજીર બોલ્યો: "બારોટજી! તેમના અંગનું લુગડું મને ઓઢાડો, તો મારા જીવને ગતિ થાય. હું અને મારો ધણી બન્ને સુરપૂરમાં સાથે જઇએ." વજીરનાં વચન સાંભળી ગોપાલે અજાજીના અંગનું લુગડું લાવી જેસા વજીરને ઓઢાડયું કે તુરત જ વજીરના પ્રાણ ગતે ગયા.

"અરે હું તો માત્ર વિનોદમાં જ બાવન ઘા વિષે બોલી હતી+"

"નહીં, એ વિનોદ ન્હોતો ખરી વાત કહો. જો હું બાવન ઘા ઝીલીને ન આવ્યો હોત તો તમે શું કરત?"

"તો હું મારા પતિનું મુખ ન જોત. પણ મને ખાત્રી હતી કે હું શૂરવીર પતિને પરણી છું, એટલે મારો પતિ મારી ઇચ્છા પૂરી કરશે જ."

---

+ આ ભૂચરમોરીનું યુદ્ધ સંવત ૧૬૪૮ ના શ્રાવણ માસના કૃષ્ણ પક્ષની આઠમે લાખો માણસોને ભૂમિભેળાં કરી ખતમ થયું હતું. કાઠિયાવાડમાં આ યુદ્ધ મહાભારત સમોવડું કહેવાય છે અને શૂરવીરોના આ શૌર્ય પ્રસંગને બારોટ વજા મેહડુ નામના કવિએ જૂદા જૂદા છંદ કવિત્ત, અને છપ્પામાં અમર કરેલ છે. ગોપાલ ગઢવી ઘાયલ થઈને પડયો એ પ્રસંગને કવિ વજાએ પોતાની ભાષામાં નીચે મુજબ આલેખ્યો છે.

જહી પડ હિંદળ ખતે જણાય.
ઘણા અણિંમા મૃત કેક ઘુમાય;
પડે તહાં બારટ ઘામ ગોપાલ,
રતં પડં બાવન લોહ રુદ્રાળ

× × ×

ચતે અસ બેઠ પટખ કલહ આંણુ,
ચઢ સહજીક હઠાય ચલાંણુ;
સંગ્રામ જઈ સરનંદ સંભાળ,
ભડાં થય ઘાયલ કે મૃત ભાલ

# બાલો બંકડો

એની જડે નહિ જોડ,
    કોક નખતર માડુ નિપજે,
ઝાઝા બાવળ બોર,
    કેસર છોડ તો ક્યાંક છે.

“ દોડ....જો.......દોડજો.......ઓ....”

આથમણી દિશા તરફથી રીડ સાંભળી બાલો રબારી ભેંસ દોતો દોતો ઉભો થઇ ગયો.

ફરી એજ દિશામાં રીડ ઉઠી :

મારી......ના......નાખ્યા......રે....આપલીયા......દોડો......”

“ રાજી, લેતો આ દુધનું બોઘરું અને લાવ મારી કડિયાળી.”

ભેંસના આંચળ મૂકીને બાલો ફલાંગ મારી ઉભો થયો અને રાજીના હાથમાંથી કડિયાળી ડાંગ લઇ એણે હડી કાઢી.

“ ભીમડા ! દોડજે. મારી પાછળ તું અને રામો હમણાં ને હમણાં કડિયાળી ડાંગ લઈ આવજો. ”

રસ્તામાં ધણુ ચારતા પોતાના જુવાનને સુચના આપતો આથમણી દિશા તરફ એ આગળ ધસ્યો.

બરાબર વાળુટાણું થયું હતું. અંધારિયું હતું પણ તારાના તેજથી થોડે થોડે સુધી દ્રષ્ટિ પહોંચી શકે તેમ હતું. એ ઝાંખા તેજમાં બાલાએ માધુપરને માર્ગે ચાર ગાડાં જોયાં અને એ ગાડાંપર બે બુકાની બાંધેલા માણસો લુંટ ચલાવતા હોય તેવી હિલચાલ દૂરથી એને દેખાઇ.

"એલા કોણ એ...." દૂરથી બાલાએ પડકારો કર્યો.

એ પડકારાની જાણે કંઇપણ પરવા ન કરતા હોય એ રીતે લુંટ કરનારાઓએ બેફીકરાઇથી પોતાનું કાર્ય ચાલુ રાખ્યું,

પણ આંખના પલકારામાં બાલો એ લૂંટનાસ્થળે આવી પહોંચ્યો.

આસપાસ કંઇ પણ જોયા વિના એણે તો સીધી કડિયાળી ડાંગ પેલા લૂંટ ચલાવનાર ઉપર ઉપાડી.

ઓચિંતો આ હલ્લો આવેલો જોઇ બુકાની બાંધેલા એમાંથી એકે પોતાની તરવાર બાલા તરફ ફેરવી.

અંધારિયું હોવાથી બાલો એ બુકાની બાંધેલો પુરૂષ કોણ છે એનું માપ કાઢી શકયો નહિ પણ તારલીયાના તેજમાં ચળકતી એની તલવાર જોઈ બાલાને મનમાં થયું કે "રખે આ રા' ગ્રાહરિયો હોય!"

વામનસ્થળીનો રા' ગ્રાહરિયો સોરઠમાં મોટામાં મોટી તલવાર બાંધવામાં અને ફેરવવામાં પંકાતો.

રા' હોય કે ગમે તે હોય પણ અત્યારે આ જાત્રાળુઓને લુંટતા બચાવવામાં બાલાએ ધર્મકાર્ય જોયું એટલે એણે તો એ તલવાર સ્હામે કડિયાળી ડાંગનો બરાબર ઉપયોગ કર્યો.

આંખના પલકારામાં બાલાએ એક જોરદાર ફટકાથી એ તલ-

વારને પકડનારના હાથમાંથી ઉડાવી દીધી અને એજ વખતે એક ઘા એ તલવાર ફેરવનારના માથા પર ઉગામ્યો.

“બચવું હોય તો ભાગ નહિ તો આ કડિયાળી પોતાનું કામ કરશે.” માથામાં ફટકો મારતા પહેલાં રબારીએ પેલા પુરૂષને પડકાર્યો.

પણ એ જ વખતે બીજો બુકાની બાંધેલો પુરૂષ પહેલાની મદદે દોડયો.

“કેમ લુંટ કરી લીધી.......લે આવ....તું પણ લેતો જા...,..”

બાલાએ એનો ધસારો ઝીલવા કડિયાળીનો ફરી ઉપયોગ કર્યો.

પોતાનો સાથી મદદે આવતાં પહેલાએ દૂર ઉડી પડેલી પોતાની તલવાર ફરીથી હાથમાં લીધી અને બાલાને પડકાર્યો.

“એલા તું નકામો શા માટે મરવા આવ્યો છો. તું તારે રસ્તે જા અમને અમારૂં કામ કરવા દે.”

“જાત્રાળુઓ લૂંટાતાં હોય અને રસ્તે પડું તો ઓઝતકાંઠાની ભેસુંના શેડકઢાં દુધ લાજે, રબારણનું થાનેલું શરમાય, અને બાલાની જનમભોમકાને નીચું જોવું પડે.”

“કોણ તું બાલો રબારી ?”

“હા હું પોતે બોલો....” બાલાનું નામ પડતાં એ બંને બુકાની બાંધેલાપુરૂષોએ પીઠ ફેરવી અને હડી કાઢી પોતાનો રસ્તો પકડયો.

(૨)

બાલા રબારીને શંકર પ્રસન્ન છે એવી લોકવાયકા સારાએ સોરઠમાં પ્રસરી ગઇ હતી. કોઇ મહાદેવ ભક્ત અતિતે બાલાને એક એવા પ્રકારનું માદળિયું આપ્યું છે કે એને લીધે એના શરીર પર તલવારનો ઘા ફુટતો નથી એમ સહુ કોઇ માનતું, અને કહેતું. બાલાને કોઇ એ બાબત પૂછતું તો એ હસીને કહેતો કે એવું કંઇ

મારી પાસે નથી. મારી પાસે તો આ કડિયાળી ડાંગ છે એટલે ભલભલા તરવારીયા પણ મારી સામે ઉભતાં ડરે છે.'

બાલાના નેસડામાં આજે પંદર જાત્રાળુઓને આશરો મળ્યો. એ પંદર જાત્રાળુઓમાં છ સ્ત્રી, સાત પુરૂષો અને બે આઠ અને દસ વર્ષની છોકરીઓ હતી.

એ સર્વે હજી ધ્રુજતાં હતાં. એ સર્વની આંખો આગળ પેલા બુકાની બાંધેલ બે લુટારાઓ હજી ઉભા હોય તેવી ભ્રમણાથી હજી તેઓ મુક્ત થયાં ન્હોતાં.

"બાપા ! ધ્રુજો માં. હવે તમારો કોઇ વાળ પણ વાંકો કરી શકે તેમ નથી." એક વૃદ્ધ યાત્રાળુને ધ્રુજતો જોઇ બાલા રબારીએ હસતાં હસતાં એને આશ્વાસન આપ્યું.

"બાપુ, તમારૂં દ્વારકાનાથ ભલું કરે કે તમે અમને આજે લુંટાતાં બચાવ્યાં." બીજા યાત્રાળુએ બાલાનો આભાર માન્યો.

"બચાવ્યાં તો માધવરાયજીએ, તમે એનાં દરશન કરીને આવો છો એટલે તમારી ચિંતા તો એને થાય ના ?" રબારીએ વાતચીતમાં શ્રદ્ધાના સંભાર ભર્યા.

"ભગવાને તમને મોકલ્યા નહિ તો ઇ રાક્ષસ જેવા અમને લુંટી જ જાત."

"ઇ વાત સાચી. કારણ કે ઇ રા' ગ્રાહરીયો જાત્રાળુઓને લુંટવામાં આ પંથકમાં એકો ગણાય છે"

"રા' ગ્રાહરિયો ?"

"હા. વામનથળીનો રાજા."

"શું રાજા થઇને લુંટ ચલાવે છે ?"

"હા. ગુજરાતના રાજા સાથે એને વેર છે એટલે ગુજરાતના લોકોને એ લુંટે છે."

"પણ રાજાઓના વેરઝેરમાં વસતી લુંટાય ઇ તો ભારે કહેવાય." એક વૃદ્ધ ડોશીમાએ પોતાનો અભિપ્રાય આપ્યો.

જાત્રાળુઓ સાથે બાલો વાત કરે છે તેટલામાં તો રબારણ દૂધની તાંસળીએ ભરીને લાવી.

"લ્યો બાપા દૂધ પીઓ. તમારા દેશમાં આવાં શેઢકડાં દૂધ નહિ હોય!"

"ભાઈ આ તકલીફ શા માટે; એક તો અમને મૃત્યુના મોમાં-થી બચાવ્યાં અને આટલી બધી તમે અમારે માટે લાગણી રાખો એનો અમે બદલો શું આપશું?"

"બદલો તો સૌને કિરતાર આપે છે. માણસ બદલાની વાતો કરે એ માણસની મુર્ખાઈ છે."

"બેન, જંગલમાં રહેનારા માણુસ આપણા કરતાં ભગવાનમાં વધુ શ્રદ્ધાવાળાં હોય છે અને તેમાંય આંવા પરગજુ માણસો માટે તો આ સોરઠ ધરા વખણાય છે."

"બાપા દુધથી પેટ નહિ ભરાય. મારૂં માનો તો થોડો કં-સાર હલાવી નાંખો. જુઓ આ ઓઝતનું ચોખું પાણી, ઘંટીનો ચોખો લોટ, અને ગોળ:ઘી પણ ચોખાં છે."

જેનાં સાચાં શીલ
એનાં વરણ કાંઉ વખોડીયે;
પ્રલાદ નો'તો પવિત્ર
દેવ મનાણો દાદવા!

"ભાઇ ચોખાં માટે કંઇ વાંધો નથી. તમારા જેવા માણસો તો અમારાં ચોખલિયાંઓથી પણ સાચી ચોખાઇ રાખી શકો છો."

"ત્યારે રાજી, લાવ લોટ અને ગોળ......." બાલાએ ઉતાવળે બૂમ મારી.

"ના, ભાઇ અમારે અત્યારે કંઇ જોતું નથી. આ અમૃત જેવાં દુધથી અમારાં પેટ ભરાઇ ગયાં છે."

"મારા સમ !" બાલાએ વ્હાલપ બતાવી.

(૩)

ભર ઉનાળો તપ્યો હોય અને એ ઉકળાટ પછી વરસાદના છાંટા પડે એથી ખેડુતને જેટલી શાંતિ થાય એટલી શાંતિથી લુંટમાંથી બચ્યા પછી જાત્રાળુઓ બાલાના નેસડામાં નિદ્રાદેવીને ખોળે પડયાં હતાં.

પાછલી રાતના સણકારાની સમસમાટી બોલતી હતી. બાલાના નેસડામાંથી ભેંસો પસર માટે છુટી ગઈ હતી.

આકાશમાં તારલીયાઓ ટમટમી રહ્યા હતા. ઉઘાડા આકાશ નીચે બાલો ખાટલો નાખી ફળીયામાં સુતો હતો.

દૂર દૂરથી દુહાનો લલકાર સંભળાયો:

પરએથી પાછાં વળ્યાં,
તરસ્યું જાણી છું;
તું વિણ વાલા મે,
અગની કયાં જઇ ઓલવું ?

દુહાને સૂરે સૂરે સજાગ બાલાની આંખ ઉઘડી ન ઉઘડી એટલામાં એણે કોઇને પોતાના ખાટલા પાસે ધીમે પગલે આવતું જોયું.

આવનારનાં વસ્ત્રો પરથી બાલો જોઈ શકયો કે એ સ્ત્રી હતી. અને યાત્રાળુઓ સુતાં હતાં એ દિશામાંથી ચોરની ચાલે ચાલી પગલાં મૂકતી હતી.

બાલાને પડકારો કરીને પૂછવાની ઇચ્છા થઇ પણ બીજી ક્ષણે એ બાઇ શું કરે છે એ જોવાને ઇરાદે એ શાંત પડી રહ્યો.

પેલી આવનાર બાઇ બહુ જ ધીમે કદમે બાલાના ખાટલા

પાસે આવી. અને ટમટમતા તારલાના તેજમાં એ બાઇની આંખ્યો બાલાના મુખ પર ટમટમી રહી.

બાલો જાણે કંઇ જાણતો ન હોય તેમ ચુપચુપ પડી રહ્યો.

એ બાઈએ ધીમે રહીને બાલાનો હાથ પોતાના હાથમાં લીધો. એજ પળે બાલો બેઠો થઇને બોલવા જાય છે એ વખતે એ બાઇએ બાલાના મોઢા આડો એક હાથ ધર્યો. અને બીજે હાથે કંઇપણ ન બોલવાની ઇશારત કરી.

બાલો સમજી ગયો કે બાઇમાં કંઇ વિપરીતપણું છે એટલે એ ખાટલા પરથી ઉભો થયો. બાઇએ એની સ્હામે બે હાથ જોડી નાક આડી આંગળી કરી ઇશારતથી ચુપ રહેવા વિનંતિ કરી અને પોતે આગળ ચાલી બાલાને પાછળ આવવા ઈશારત કરી.

આ રમતમાં શું થાય છે એ જોવા બાલો પણ ધીમે પગલે એ બાઇ વાંસે ચાલ્યો.

નેસડામાં સહુ કોઇ અત્યારે ભરનિદ્રામાં હતું.

ધીમે ધીમે કદમે એ બાઇ નદી કાંઠે આવી અને બાલો એની પાછળ આવ્યો.

"કેમ બાઇ, આ બધું શું કરવા માંડયું છે ?"

"રબારી, મારી કથની સાંભળશો ?"

"પણ આમ ચોરીછુપીથી કથની કહેવી એનું શું કારણ ?"

"હું એજ કહું છું કે હું તમારી સાથે ખાનગી વાત કરવા માગું છું."

"બોલો."

"હું વિધવા છું."

"ભગવાન ભગવાન."

"બાર વરસે પરણી અને પરણીને પહેલે જ દિવસે રાંડી. માળવામાં મારૂં સાસરૂં છે પણ દુઃખનો કંઇ પાર નથી."

"ભગવાન તમને સુખ આપે."

"એ સુખ માટે તો મેં આ સાહસ ખેડયું છે."

"બોલો શું કરવું છે?"

"તમે મને અહીં રાખશો?"

"કઇ રીતે?"

"હું તમારે ત્યાં રહીશ અને તમારૂં બધું કામ કરીશ."

"અરે તમે ઉંચા વરણનાં અમારે ત્યાં રહો એ કંઈ ઠીક કહેવાય?"

"રબારી...રબારી...મને રાખો તો તમારૂં ભગવાન ભલું કરશે."

"બહેન એ ન બને."

"તમારા જેવા શુરવીરની સાથે રહેવું મને બહુ ગમશે."

"મને માફ કરો. તમે પ્રભુનું નામ લ્યો. અને તમારે ત્યાંજ રહો."

"રબારી...રબારી...આ રીતે પીરસેલી થાળી ઠેલશો?"

"બાઇ, એવું એવું ન બોલ, તું તીરથ જાતરા કરવા નીકળી છો. તીરથમાં આવી વાણી બોલવી, આવા વિચારો કરવા એ મહા પાપ છે."

"તો હું મરીશ."

"કાલ મરતી હો તો આજે મર, પણ બાઇ તારે કાજે કંઇ મારો ધરમ હું ડુબાડું? તને ખબર નહિ હોય કે હું ને મારી રાજી એટલે રામ ને સીતા. એને કોઈ બીજો ભાઇડો ન મળે મને કોઇ બીજી બાઇડી ન મળે."

રબારીની આ અડગ ટેક જોઇ એ વિધવા જાત્રાળુ બરફની માફક ત્યાં ને ત્યાં ઠરી ગઇ.

"બાઇ આ ઓઝતને કાંઠે આવી વાતું ન હોય. જા, પથારીમાં શંકરદાદાનું નામ લઇને સુઇ જા."

સત્તાવાહક અવાજે એ પવિત્ર રબારી અપવિત્રતાના વાતાવરણુ-માં ઘેરાયલી એ બાઇને આગળ કરી પોતે ધીમે પગલે પાછળ ચાલ્યો.

( ૪ )

"બાલા રબારીનો નેસ આ કે ?"

"કોણુ ?" બાલાએ હોકો પીતાં પીતાં અવાજ દીધો.

"એ તો હું." એક જુવાન રજપુત ઘોડેથી હેઠે ઉતરી નેસમાં દાખલ થયો.

"રામરામ."

"રામરામ. ક્યાં રેવું ?" બાલાએ ઉભા થઈ હાથ લંબાવ્યો.

"રે'વું ઉપલેટા."

"કેવા છો ?"

"સોલંકી."

"ઓહો—ઉપલેટાના ગામધણી ?"

"હું ગામધણીનો એક ભાયાત છું."

તુરત ઢોલીયે ગાંદલાં નંખાયાં અને બાલાએ એ અતિથિનું ચોગ્ય સન્માન કર્યું.

"બોલો આ તરફ ક્યાંથી ?"

"હું તમારી પાસેજ આવ્યો છું."

"મારા જેવું કંઇ કામકાજ."

"કામ છે એટલે તો આવ્યો છું."

"બોલો."

"જાણે વાત એમ છે કે રા'ગ્રહરિપુ સાથે અમારે ઘણા વખતથી આડવેર ચાલ્યા કરે છે. હમણાં અમને એવો મોકો લાગે છે કે ગુજરાત સાથેની લડાઈમાં એ નબળો પડયો છે એ તકનો લાભ લઈ અમારે આ ધેડ પ્રદેશને અમારો કરી લેવાની ઈચ્છા થઇ છે."

"ખુશીથી કરો, આજ તો મારે એની તલવાર છે." બાલાએ સહેજ હસીને કહ્યું.

"ના, એમ નહિ, એમાં તમારી સહાય જોશે"

"હું સામાન્ય રબારી તમને શું સહાય આપી શકું?"

"તમારી સહાય હોય તો જ આ મુલક ઘેર આવે."

"પણ હું રહ્યો એકલો. બહુ તો મારાં બે ચાર માણસો સાથે આવે એમાં તમને મદદ જેવું શું મળે?"

"પાંડવોને કૃષ્ણ એકલા મળ્યા તેથી કૌરવોપર જીત મેળવી."

"રામ રામ કરો બાપુ. માણસની દેવ સાથે સરખામણી નહોય."

"ના ના, ખરી વાત છે. સોરઠ ધરામાં આજે બાલા રબારી જેવો પવિત્ર પુરૂષ બીજો કોઈ નથી."

"બાપુ, ભગવાન ભગવાન કરો. હું તો પામર માણસ છું."

"અરે તમારી તો દેશપરદેશ અને સર્વ સ્થળે એક સરખી પ્રસંશા થાય છે. વળી તમને તો શંકર સહાય છે એટલે અમને તો તમારી મદદ મળે તોજ અમે રા' સ્હામે માથું ઉપાડીએ."

"મારાથી બનતું હું જરૂર કરૂં પણ રા' ક્યાં ને આપણે ક્યાં?"

"ઈ વાત સાચી. પણ. એટલા માટે તો મેં કહ્યું કે એક કૃષ્ણ..."

"બાપુ બીજી વાત કરો. મને મારી એવી સરખામણીથી બહુ ખોટું લાગે છે."

સોલંકીનો એ જુવાન એક રાત બાલા રબારીના નેસમાં રહ્યો.

રાતે વાતવાતમાં એ સોલંકીએ પેલા માળવાના યાત્રાળુઓની વાત બાલા પાસે છેડી.

"હા એ યાત્રાળુઓને રા' લુંટતો હતો એમાંથી એ બચ્ચાં."

"પણ તમારાં ભારે વખાણ કરતાં'તાં. અમારે ત્યાં ઉપલેટામાં એ વળતી વખતે એક રાત રહ્યાં ત્યારે એમાંના એક વૃદ્ધ પુરૂષે કહ્યું કે સોરઠમાં જે જે યાત્રી આવે એણે દુવારકાનાથ માધવરાય, સોમનાથ, ગીરનાર, અને એની સાથે બાલા રબારીનાં દર્શન કરવાં જોઇએ."

"અરે ભગવાન, એવું હોય?"

"હા, હા. એમણે વધુમાં કહ્યું કે એ લોકોમાંની એક યુવાન વિધવા પ્રભાસમાં સરસ્વતી કાંઠે મરણ પામી. એણે મરતાં મરતાં એ સહુને એક વાત કહી કે બાલા રબારીને મેં બહુ બહુ સમજાવ્યો પણ એણે પોતે પવિત્ર રહી મારી આસપાસ પવિત્ર વાતાવરણ જમાવ્યું અને મને અનીતિમાંથી બચાવી. પ્રભુ એ રબારીનું સાતે જન્મારે સારૂં કરો." આવી આવી હકીકત અમારે કાને પણ પહોંચી છે."

° ° •

રા' ગ્રહરીપુ સ્હામે ઉપલેટાના સોલંકીઓએ યુદ્ધ આદર્યું અને ઓઝત કાંઠાનો પુર્વ ભાગ બાલા રબારીની મદદથી પોતાનો કર્યો. એ જીતની યાદમાં ઓઝતના એક ઉંચા ટીંબાપર સોલંકીઓએ એક ગામ વસાવ્યું. એ ગામનું પ્રથમ તોરણ બાલાના પવિત્ર હાથે બંધાવી સોલંકીઓએ એ ગામનું નામ બાલાગામ રાખ્યું અને બાલનાથ મહાદેવની સ્થાપના કરી.

# લાધો બહારવટીઓ

## 'ચેત રે લાધીયા દાવ ચૂકો'

"તમને ખબર છે? અમારો આ લાધીઓ તરવામાં ભલભલાને હરાવે તેવો છે."

"પણ તમે નહિ જાણતા હો કે સાબરમતીનો તરવાવાળો હું છું."

"એ આણંદજી, એમ ઠાલી વાતો શું કરવા કરો છો? એક પછી એક ધૂબાકા મારવા મંડો એટલે પછી એની મેળે સમજાઈ જશે કે સાબરમતીનો તરવાવાળો અને ભાદરનો તરવાવાળો એ બેમાં કોણ સરસ."

તરવાના હોડ બંધાણાં અને કુતિયાણાના, ઈશ્વરીઆના, વાડાસડાના, લીંબુડાના, રોઘડાના, અને ડાકુકાના જુવાનો એક પછી એક ગોકર્ણની નદીમાં તોફાને ચડયા.

આ પંથકમાં શ્રાવણી અમાસનો ગોકર્ણનો મેળો કરવા સોરઠનાં ઘણાં ગામડાઓનાં માણસો એકઠાં થતાં. ગોકર્ણને કાંઠે

પિતૃને પાણી રેડવા માટે દર વર્ષે સેંકડો કુટુંબો ગોકર્ણને મેળે આવતાં. લોહાણા, વાણીયા, બ્રાહ્મણ, મેર, આહિર અને રબારીઓ દર વર્ષે શ્રાવણી અમાસ આવે એટલે ગોકર્ણને મેળે ઉત્સાહથી ચડતાં. ટંકે શેર શેર ઘી પીનારી એ તેજણ અને માણકીઓની હણેહણાટી ગોકર્ણને પાદર શ્રાવણ વદ તેરસથી જ સંભળાવી શરૂ થતી. ધમકતી ઘૂઘરમાળ અને આભલાંની ચમકતી ઝૂલોમાં શોભતા વઢીઆરા બળદો જોડીને ગાડે ચડીને આવતી આયરાણી અને મેરાણીઓના ગીતના ઝંકાર દર પળે ગાડાની ભરતીની સાથે સંભળાતા.

ગોકર્ણના મેળામાં લાધો રાયઠઠો સૌનો માનીતો જુવાન ગણાતો. એ તલવાર યુગ હતો. ઘોડા ખેલવવાં, શરીર કસવાં, તલવારબાજી ચલાવવી અને મેળાખેળા કરવા એ એ વખતના જુવાનોનું જીવનક્ષેત્ર હતું. આયર અને મેરના જુવાનો પણ આ લાધાની શુરવીરતા પર મોહિત હતા. મેળો ભરાય ત્યારે સૌ કોઈ એક જ પ્રશ્ન પુછતું: “ કુતિયાણાનો લાધો લોહાણો આવ્યો છે કે નહિ ?”

આ વખતના મેળામાં સોરઠી સોમનાથની યાત્રા કરી એક ગુજરાતી કુટુંબ ગોકર્ણને મેળે આવ્યું હતું. એ કુટુંબનો એક જુવાન તરવાની કલામાં પોતાને અજોડ માનતો. એણે એક દિવસમાં નદીને કાંઠે તરવાની હરીફાઈ કરતા આ કાઠિયાવાડી જુવાનો સાથે આંખની ઓળખાણ કરી લીધી. તરવામાં પોતે કુશળ છે, એ પણ વાતવાતમાં એણે આ જુવાનોને જણાવી દીધું. પોતે તરી જાણે છે એટલું કહ્યું હોત તો ત્યાં સુધી વાંધો નહોતો; પણ વધુમાં એણે એવી માગણી કરી કે તરતાં તરતાં કુસ્તીમાં એને કોઈ પહોંચી જાય તો બધા તરનારાને પોતાને ખરચે લાડુ કરીને જમાડે.

**સૌ સૌને મન સવાશેર,**
**એમાં અધવાલ કોઇ ઓછું નહિ;**
**હુંપદના હલકારા મહીં,**
**દુનિયા તણાણી દાદવા !**

નવતર જુવાનની આ માંગણી બધાય જુવાનોએ સ્વીકારી લીધી અને ગોકર્ણના મેળાનો સરદાર લાઘો લોહાણો એ સાબરમતીના તરવાવાળા સાથે હરીફાઈમાં ઉતર્યો. એ જોવા નદીને કાંઠે આખોય મેળો ઊલટયો.

મેર આહિર અને રબારીઓ હો હો કરતા કાંઠે આવી ઉભા.

લાધાએ સર્વને શાંત ઉભા રહેવા ઈશારત કરી.

"કેમ શું વિચાર છે?" લાધાએ પોતાના હરીફ સામે સહાસ્ય કટાક્ષ ફેંકયું.

"પાણીમાં આપણે બે પડીએ અને પછી આપણું જોર અજમાવીએ. જે હાર્યો કહે એ હાર્યો ગણાય."

"કબૂલ છે, લ્યો મારો ધૂબાકો." લાધાએ નિર્ભયતાથી પરદેશી જુવાન સામે જોયું.

"તમે જ પહેલાં પાણીમાં કૂદો."

"ભલે એમ તો એમ."

લાધાએ પોતાના સાથીઓ સામે જોયું.

"લાધીઆ, જો જે ભાદરનું પાણી ન લાજે હો?"

"ભાદરનું પાણી અને લોહાણીનું દૂધ એ બેય વખણાય તો?" લાધાએ પોતાના દાયરા સામે પ્રશ્ન કર્યો.

"તો ભાઇડો!"

લાધો ત્રણ માથોડાની ઉંચાઇએથી નદીમાં કૂદી પડયો, અને એની પાછળ પેલો પરદેશી જુવાન હિંમતથી પડયો.

લાધાએ એક પલકમાં માપી લીધું કે તરનારો તરવામાં બહુ કુશળ છે. શરૂઆતમાં તો પોતાના પ્રતિસ્પર્ધીને હંફાવવા લાધાએ ડુબકી દાવ શરૂ કર્યો.

થોડી વાર આ રમત ચાલી તેટલામાં લાધાએ જોઈ લીધું કે હવે પોતાનો હરીફ ચાલબાજી રમી રહ્યો છે.

લાધો હવે વધુ સાવધ બન્યો અને ડુબકી મારતાં બન્ને બથોબથ આવી ગયા. પાણીમાં આ બે જુવાનોએ શરીરબળનું જંગ જમાવ્યું. લાધાના હરીફે એક બાજી રચી. પાણીની અંદર દૂર જઈ લાધાના પેડુમાં માથાની ધીક મારી એને બેશુદ્ધ બનાવવા એણે ઓચિંતો હલ્લો કર્યો. ચપળ લાધો આ જુવાનની ચાલબાજી સમજી ગયો. જેવી પેલા જુવાને પાણીમાં જોરથી ધીક મારી એવો લાધો ચપળતાથી આડો ખસી ગયો અને એ જુવાનનું માથું પોતાની બગલમાં લઈ લીધું. બગલમાં માથું આવતાં લાધાએ પોતાના સબળા બળથી એ માથું દબાવ્યું. આ રીતે એ બન્ને હરીફો હવે પાણીની સપાટી ઉપર સર્વને દેખાયાઃ લાધાની બગલમાં એના હરીફની ડોક બરાબર સાણસામાં સર્પ સપડાય તેમ સપડાઈ ગઇ. પેલા જુવાને બહુ પછાડા માર્યા. અનેક પેચ પગના અજમાવ્યા પણ લાધાની બગલમાંથી એ ડોક છૂટી ન થઈ શકી. હવે એ જુવાનનો શ્વાસ ઘેરાવો શરૂ થયો. એની મોટી મોટી આંખ્યો બહાર નીકળી પડી અને જ્યારે એ થાકીને લોથપોથ થયો ત્યારે એણે હાથેથી ઈશારત કરીને લાધા સમક્ષ પોતાની હાર કબુલ કરી. લાધાએ એજ પળે એની ડોક મૂકી દીધી.

કાંઠાપરથી સર્વેએ લાધાની યશસ્વી જીતના જયનાદ કર્યો.

( ૨ )

“એ લાધીઆ! ઓલા અમદાવાદીને પાણીમાં હરાવ્યો એ વાત જૂદી હતી અને આ વાત જૂદી છે. સમજ્યો ?” એક કરબાતી જુવાને ચોપાટની રમતમાં લાધાની સોગઠી મારતાં ટકોર કરી.

“એ તો હું જાણું છું—સારી પેઠે જાણું છું કે તમારી સોગઠી આ પંથકમાં મારા સિવાય બીજો કોઈ મારી શકે તેમ નથી. કાં

રાણીજાયા ને કાં લોહાણીજાયા."

લાધો બોલતો બોલતો ખડખડાટ હસ્યો.

"એટલે ?" કસ્બાતી જુવાને આંખ ચડાવી.

"એટલું શું—એ આ સોગઠી જો અહીંથી ઉડી !" લાધાએ પાસા નાંખ્યા.

લાધાનો દાવ સરખો આવ્યો અને સામે રમતા કસ્બાતી જુવાનની સોગઠીને જોરથી મારીને હસતાં હસતાં એના ખોળામાં એ સોગઠીનો ઘા કર્યો.

"લ્યો દરબાર ! હવે તો નિરાંત થઈના. હવે સમજાયું કે રાણીજાયા અને લોહાણીજાયા બન્ને એક સરખા જ છે ?"

લાધાની આ જીત અને આ વાણી એના પ્રતિસ્પર્ધીથી સહન ન થઈ.

"લાધીઆ ! આજે બોલ્યો તો બોલ્યો પણ ફરી આવી રીતે બોલીશ તો જીભ ખેંચી લઈશ."

"લાધીઆની જીભ ખેંચનાર આ પૃથ્વીને પાટલે કોઈ જન્મ્યો નથી." તિરસ્કારથી લાધો હાથમાં પાસા લેતો લેતો હસ્યો.

કુતિયાણામાં ખોખરોનું ગરાસીઆ તરીકે જોર સારૂં હતું. ખોખરોની ખાનદાની, વીરતા અને ઉદારતા વખણાતાં. મૂળુ માણેક અને દેવો માણેક જેવા વાઘેરો પણ ખોખરોની વીરતા પીછાણતા. ખોખરો એટલે કુતિયાણા પંથકનું નાક. આવી જમાવટ આ ગરાસીઆઓની હતી.

લાધાની સાથે જુવાનને વધુ બોલાચાલી થતાં એક બે ખોખરો વચ્ચે પડયા અને આ ઝગડો અટકાવવા પ્રયત્ન કર્યો. પણ લાધો અને કસ્બાતી જુવાન શબ્દોની અદલાબદલીમાં વધતા જ ગયા.

લાધો રોજ આ કસ્બાતી જુવાન સાથે ચોપાટ રમવા આવતો.

એટલે ઘણાખરા જુવાનો સાથે એને ઘરવટ જેવું થઈ ગયું હતું. લાધાની મર્દાની અને લાધાની ચોપાટ રમવાની કલા સર્વત્ર વખણાતી. ભલભલા ચોપાટ ખેલનારા લાધાની સાથે રમવામાં માન સમજતા. આ રીતનો લાધાને આ કસ્બાતી સમાજ સાથે સંબંધ હતો. એ સંબંધની કેટલાકે યાદ આપી અને લાધાને અને પેલા જુવાનને ઠારવા બહુ બહુ કોશિશ કરી; પણ રમતનો રસ એવો ચડતો ગયો કે એમાંથી એકનો પણ પિત્તો શાંત પડયો નહિ. પાસા જોઇતા પડતા ગયા અને લાધો પોતાના ભેરૂને પડકારતો ગયો. સામા પક્ષની સોગઠીઓ તડાતડ ઉડવા માંડી અને હારતો પક્ષ ક્રોધનો માર્યો જેમ તેમ બોલવા મંડયો.

સામા પક્ષનો એક દાવ સરખો આવતાં એ કસ્બાતી જુવાન ત્રાડુકયોઃ

" એ આ લોહાણીજાયાની......"

સોગઠી મારતાં મારતાં એ જુવાનથી એલફેલ બોલી જવાયું. પણ એજ પળે લાધાએ એક બીજા કસ્બાતીના ગોઠણ નીચેની તરવાર ખેંચી કાઢી અને જે હાથે પેલા કસ્બાતીએ સોગઠી મારી હતી એ હાથ આંખના પલકારામાં ઉડાડી દીધો.

" હાં...હાં લાધીયા...હાં" સમજુ વૃદ્ધ કસ્બાતીઓ આડા ફરી ગયા. કસ્બાતી જુવાનનું કાંડું કપાયું છે એ ખબર મળતાં તો બીજા જુવાનીઆઓ તરવારૂં લઈને તૈયાર થઇ ગયા.

લોહાણા અને ખોખરો વચ્ચે કુટુંબભાવ પોષનારા ચાર વૃદ્ધ કસ્બાતીઓ લાધાને જોરથી ખસેડી ગયા.

" લાધીઆ ! અહીંથી જા નહિ તો હવે બાજી હાથથી ગઈ છે."

" જાઉં તો તો મારી માને સ્વર્ગમાં શરમાવું પડે."

" અરે શરમની પૂંછડી, અમારૂં કહ્યું માન અને અહીંથી

ભાગ. તારે ધીંગાણું રમવાના કોડ હોય તો બહારવટાં ખેડજે પણ અટાણો નકામો માર્યો જઈશ."

આ વૃદ્ધના 'બહારવટાં ખેડજે' એ શબ્દોએ લાધાને નવિન વિચાર આપ્યો. એણે જોઈ લીધું કે કસ્બાતીના જુવાનોની સંખ્યા વધી ગઈ હતી અને આંખના પલકારામાં પોતે હતો ન હતો થઈ જશે. એટલે આ વૃદ્ધ કસ્બાતીઓની સલાહ પ્રમાણે એ ભાગ્યો.

દોડતો દોડતો ઘેર આવ્યો ને પોતાની સ્ત્રીને ટુંકમાં બધી વાત કરી સાવધ કરી દીધી. પડોશમાં પોતાના મિત્ર આણંદજીની ખડકીમાંથી ખીલે બાંધેલી ઘોડી છોડી આવ્યો. આણંદજીની ઘોડી પર પોતે સ્વાર થયો અને પોતાની ઘોડીપર બેસવા પોતાની સ્ત્રીને કહ્યું.

"ક્યાં જશું?" ઘોડીપર સ્વાર થતાં સ્ત્રીએ પૂછ્યું.

"પોરબંદરમાં પ્રેમજી દીવાન આપણો જ્ઞાતિભાઈ છે. એના તરફ મારી નજર છે."

[ ૩ ]

પોરબંદરમાં પ્રેમજી દીવાન અને જુનાગઢના અમરજી દીવાન એ બન્ને પોતપોતાના પંથકમાં પ્રસિદ્ધ હતા. કાઠિયાવાડમાં એ વખતે તલવારને જોરે રાજ વધારવાની હરીફાઈઓ ચાલતી. ગોંડલનો કુંભો રાણો, પોરબંદરનો લોહાણો દીવાન પ્રેમજી અને જુનાગઢનો નાગર દીવાન અમરજી એ તલવારુંની રંગભૂમિનાં મુખ્ય પાત્રો હતાં. અમરજીએ પોતાની કુશળતા અને બહાદુરીથી ગોંડલ અને પોરબંદર રાજ્યની સરહદમાં જુનાગઢની હદ વધારવામાં નામના મેળવી હતી. એ યશસ્વી નાગર દીવાને જુનાગઢ રાજ્યની સરહદ વધારવામાં અદ્‌ભૂત કામ કર્યું હતું. એની તલવારના જોરે રોજ જુનાગઢની સરહદ વધતી જતી હતી.

આ રીતે પ્રેમજી અને અમરજીની હરીફાઈનો લાભ લઈ લાધો પોરબંદર પહોંચ્યો. પ્રેમજી દીવાનને વાત કરી. કુતિયાણાના કસ્બા-

તીઓ સામે બહારવટું ખેલવાની લાધાની વાત સાંભળી પ્રેમજી દીવાન રાજી થયો. એ રીતે અમરજીની કીર્તિને ઝાંખપ લાગે એ પ્રેમજી દીવાનને રૂચતી વાત હતી. લાધાને એણે કંડોરણામાં રહેવાની પરવાનગી આપી અને બીજી જોઈતી સગવડો આપવાનું વચન આપ્યું.

લાધો પોતાની સ્ત્રી સહિત કંડોરણે આવી વસ્યો.

પહેલે જ દિવસે લાધો બહારવટે ચડ્યો. કુતિયાણાની સીમમાં આવી કસ્બાતીનાં ખેતરોમાંથી મોલ લણી ગયો.

સવારે ખેડુતો કસ્બાતીઓ સમક્ષ રાવ લઈ આવ્યા કે લાધો રાતમાં આવી ઉભા મોલ લણી ગયો.

" લાધો ? લાધો તો કંડોરણે ભરાઈને બેઠો છે."

" બાપુ ઈ ભરાઈને બેસે એવો છે કયાં ? એ તો રાતે આવ્યો અને કહી ગયો છે, કે બધાયને કહેજો કે આ લોહાણીજાયાના હાથ કેવા છે એ જોવા હવે રોજ તૈયાર થઈને રહેજો."

કુતિયાણાની સીમમાં થોડા દિવસમાં તો ત્રાસ વરતાઇ ગયો. કુતિયાણાનાં ઘોડીયામાં ઝૂલતાં છોકરાં રડતાં હોય અને એની મા કહે: ' લાધો બહારવટીઓ આવ્યો' તો છોકરાં પણ ચૂપ થઇ જતાં.

લાધો સ્ત્રીઓને, બ્રાહ્મણોને, જાનને અને ભાટ ચારણને લૂંટતો નહિ. બાકી કુતિયાણાની હદનું બીજું કોઈ પણ આવ્યું તો લાધાના હાથમાંથી ભાગ્યે જ છૂટતું. વ્યાપારીઓ, માલધારીઓ, ખેડુતો અને જાહેર પ્રજાની આ ફરિયાદ જુનાગઢ પહોંચી. કુતિયાણાપર એ વખતે જુનાગઢનું પ્રભુત્વ હતું. કુતિયાણામાં રોજ લાધો બહારવટીઓ લૂંટ ચલાવી જાય એ જુનાગઢ માટે શરમાવા જેવું હતું. જુનાગઢનો ચતુર સચીવ અમરજી એ સમજી ગયો. એણે પોરબંદર રાજ્યને લાધાને પોતાના કબજામાં સોંપી દેવાની માગણી કરી. પ્રેમજી દીવાને એ માગણીને બહુ દાદ આપી નહિ પણ મોઢેમોઢ કહેવ-

રાવ્યું કે: ' અમરજીમાં પાણી હોય તો આવીને લાધાને લઈ જાય.'

અમરજી પ્રેમજીની આ તુમાખી પર હસ્યો. પોતાના ચુનંદા પચ્ચીસ સૈનિકો લઈ એ કુતિયાણે આવ્યો. લાધા વિષેની સર્વ હકીકત જૂદે જૂદે સ્થળેથી સાંભળી, જુનાગઢ રાજ્યમાં આવો બહાદુર મર્દ જન્મ્યો છે એ વિચારે અમરજી રાજી થયો. એ એના જુનાગઢ રાજ્યમાં હોય તો રાજ્યની શોભા વધે એવા વિચારો આ નાગર સચીવે પોષ્યા. કસ્બાતી સાથે આવો વીર બહારવટાં ખેડે એને બદલે જુનાગઢ રાજ્યની હદ વધારવામાં એનો ઉપયોગ કરવાના અભિલાષ અમરજીમાં જાગ્યા.

કુતિયાણા અને પોરબંદર વચ્ચે જુનાગઢની સરહદપર અમ-રજીએ થાણું નાંખ્યું. અને લાધાને જીવતો પકડવાની પેરવી રચી.

લાધાને અમરજી દીવાન પોતે આવ્યો છે એ ખબરે વધુ જોર આવ્યું. પોતાના કાર્યક્રમ મુજબ એ આજે પણ કુતિયાણાની સીમમાં લૂંટ કરવા ગયો. લૂંટ કરી કંડોરણા પાછો ફરતાં ફરતાં અમરજીને હાથ બતાવવાનું એને મન થયું. જ્યાં થાણું હતું તેજ રસ્તેથી એ નીકળ્યો અને અમરજીના સૈનિકોએ એને ઘેરી લીધો. લાધાને એનો પસ્તાવો નહોતો, કારણ કે એણે તો જોઈ કરીને મણીધરના મુખમાં હાથ નાંખ્યો હતો.

" લાધા ! શરણે થઈ જા. તને હું મારા લશ્કરમાં નાયક બનાવીશ."

" જીવતાં લાધો શરણે થાય...એની માતનાં દૂધ લાજે."

"ત્યારે શી રીતે કરવું છે?" અમરજીએ આ બહારવટીઆ સામે મીટ માંડી.

" મારે બહાદુરીથી મરવું છે. બાકી જીવતાં તો તમારામાંથી કોઈની પણ તાકાત નથી કે લાધાના એક મોવાળાને પણ તમે હાથ લગાડી શકો."

અમરજી એક ઘડી થોભ્યો. એ પોતે શૂરવીર હતો એટલે સાચી શૂરવીરતા પીછાણતો. લાધો હોડ રમવામાં બહુ હોંસીલો છે એમ એ માનતો એટલે એણે એક યુક્તિ રચી.

" લાધા ! આપણે લડવાનો હોડ બાંધીએ, બોલ તારે કબુલ છે ? "

" હોડ બાંધવા હોય તો થાઓ તૈયાર. જો આ મારી પછેડી છે, એના પર ઉભા રહીને જ તલવારબાજી કરવી. પછેડીની નીચે પગ પડે એ હાર્યો કહેવાય. "

અમરજી આ બહારવટીઆની વિચિક્ષણ બુદ્ધિ જોઇ પ્રસન્ન થયો.

લાધાએ તો તુરત પોતાની પછેડી પાથરી અને ઉઘાડી તલવારે એને ઘેરીને ઉભેલા પચ્ચીસ સૈનિકોને કહ્યું:

" આવી જાઓ એક પછી એક અને પછી જુઓ તો ખરા કે તલવારની તાળી કેવી રીતે પડે છે. "

સૈનિકોએ અમરજી સામે જોયું.

અમરજીએ આજ્ઞા આપતાં પહેલો સૈનિક લાધાની પછેડી પર જઈ ઉભો.

તલવારુંની તાળી પડી અને બે વચ્ચે યુદ્ધ જામ્યું. અમરજી લાધાની તલવારબાજીની કુશળતા પર મોહિત થયો. આંખના પલકારામાં તો લાધાએ પોતાના દુશ્મનને પછેડીપરથી નીચે ઉતાર્યો.

એક, બે, ત્રણ ચાર એમ પચ્ચીસ જણાને ઘાયલ કરી, પછેડી પરથી ઉતારી ઘાયલ થયેલો લાધો અમરજી તરફ ફર્યો.

" લ્યો રામ રામ છે. જેની માએ શેર સુંઠ ખાધી હોય તે હવે પકડે. "

સર્વની અજાયબી વચ્ચે હરણિયું કૂદે એમ લાધો કૂદ્યો અને પોતાની આડે આવનાર બે સૈનિકોનાં માથાં તલવારથી ઉપાડતો એ ભાગ્યો.

અમરજી તો આ વીરતાપર તાજુબીથી જોઇ રહ્યો. એની

પાછળ પડવા માણસોએ આજ્ઞા માગી પણ અમરજીએ તેમ કરવામાં સંમતિ આપી નહિ.

( ૪ )

લાધો ઘેરે આવ્યો અને ખાટલે પડયો. એને લગભગ વીસ ઘા પડયા હતા. એ ઘાનું એને પોતાને ભાન નહોતું. એ તો વીરરસમાં તરબોળ થઈ ગયો હતો. એની સ્ત્રીએ જ્યારે ઘા જોયા ત્યારે જ એને ખબર પડી કે પોતાને સખત વાગ્યું છે. એણે પછેડીની હરીફાઇની વાત પોતાની સ્ત્રી આગળ કરી ત્યારે એ લોહાણી વીરાંગનાને શેર શેર લોહી ચડયું. વાળંદને બોલાવી લાધાના ઘામાં ટાંકા મરાવ્યા. પોરબંદરમાં પ્રેમજી દીવાને લાધાના અમરજી સાથેના આ હોડની વાત સાંભળી ત્યારે એ ખુબ પ્રસન્ન થયો. પોતે જાતે કંડોરણે લાધાને જોવા આવ્યો અને રાજ્ય તરફથી જોઇતી દરેક સગવડ આપવાનો બંદોબસ્ત કર્યો.

અમરજી દીવાનને એકાએક રાજકાજ માટે જુનાગઢ જવું પડયું અને એક સરદારને લાધો કુતિયાણાની સીમમાં લૂંટ ન ચલાવે એને માટે રોક્યો. સાથે સાથે કદાચ પોરબંદર રાજ્ય લાધાને પડખે ઉભું રહી કંઈ બીજું પગલું ન ભરે એ માટે તોપ સાથે એક નાનકડું લશ્કર પણ આ સરદારને અમરજીએ સોંપ્યું.

અમરજીના જવા પછી આ સરદારને ખબર પડયા કે લાધાને ટાંકા માર્યા છે અને લાધો પડદે પડયો છે. આ તકનો લાભ લઈ એ ઓચીંતો કંડોરણાપર લશ્કર સહિત ચડી ગયો.

કંડોરણાને પાદર ભીણસારને બીજે કાંઠે જુનાગઢના આ સરદારે ધનકધાર નામની જુનાગઢની પ્રખ્યાત તોપ માંડી. તોપનો અવાજ સાંભળી લાધો બેઠો થઇ ગયો. એને સમજાવીને એની સ્ત્રીએ રોક્યો અને ટાંકામાં હજુ રૂઝ નથી આવી એટલે ખાટલામાં પડયા રહેવાની વિનંતિ કરી. માંડમાંડ ખાટલામાં લાધાને સુવાડી એની

સ્ત્રી ઘર બંધ કરી, ઉપર તાળું મારી ગામને પાદર સૈન્ય કેટલું છે એ જોવા ગઈ.

ફરીથી ઘનકઘાર તોપનો અવાજ થયો. શૂરવીર લાધો ખાટલામાંથી ઉછળ્યો. અત્યારે એને કોઇ રોકનાર નહોતું એટલે ખાટલામાંથી દોડીને એણે પોતાની તલવાર લીધી અને એ બારણા તરફ દોડયો. બારણું એણે બહારથી બંધ જોયું. તોપનો ત્રીજો અવાજ થયો એટલે એનાથી હવે રહેવાયું નહિ. એણે ઉપર નજર કરી અને આંખના પલકારામાં ઘરને ટેકે ઉભેલા થાંભલાપર ચડી જઇ એણે મોભાર તોડયું. વંજીઓ તોડી, નળીયાં ખસેડી એ વીર બહાર નીકળ્યો અને કૂદીને નદી તરફ દોડયો. નદીના પાણીમાં આવતાં, એના ટાંકા તુટી ગયા અને એજ પળે નદી વચ્ચે એનું મૃત્યુ થયું. બીજી તરફ ઉભેલી એની સ્ત્રીને આ ખબર મળતાં એ નદી તરફ દોડી. પતિના વીર આત્માને અંજલી આપતી એ વીરાંગના પતિના હાથમાંથી તલવાર લઇ સૈન્યની સામે દોડી.

જુનાગઢના સરદારે સ્ત્રી સામે ઘા ન કરવાની પોતાના સૈનિકોને આજ્ઞા કરી. પણ આ વીરાંગના રણચંડી બની હતી. એણે તો ઘાસ કાપે તેમ સૈનિકોપર મારો ચલાવ્યો.

સૈનિકો સરદારની આજ્ઞાથી પાછા ફર્યાં. રણચંડીનાં રણતેજ એવાં હતાં કે સૈનિકોને એક તોપ ત્યાં મૂકી જવી પડી.



એ લાધા બહારવટીઆની વીરતાના વારસા તરીકે આજે પણ એ નાની તોપ કંડોરણાના ગઢમાં પડી છે અને એ તોપને કુતિયાણાની તોપ કહેવામાં આવે છે. એ લાધા વીરનો પાળીયો આજે મીણસારને કાંઠે ઉભો છે, જ્યાં રાયઠઠાનું કુળ પોતાના કુળદેવ તરીકે એ વીર પુરૂષની પુજાએ આવે છે.

# ગાંગા ઠક્કર

"એલા કોણ ઈ?"

જવાબ ન મળ્યો. ફરીવાર ઓઝત નદીને ઉપલે તડે સત્તાવાહક શબ્દો નીકળ્યાઃ

"કોણ છે ઇ? કેમ કોઈ બોલતું નથી?"

આકાશમાં પાછલી રાતના તારોડીયા શરમાતા હોય તેમ લબક-ઝબક અજવાળું આપતા હતા. તારોડીયાને એ ઝાંખે તેજે બાલાગામના ગાંગા ઠક્કરે કોઇને નદીને કાંઠે ઉતાવળે ઉતાવળે માછલાં મારવાની જાળને સંકેલતો જોયો

"એલા ભાગીશ માં. કોણ છો? અત્યારે શું કરતો હતો?"

ગાંગા ઠક્કરના આ એક સામટા પ્રશ્નોએ મુસો મછીઆરો ગભરાયો. ગાંગા ઠક્કર જેવો ધર્મિષ્ઠ માણસ હાજર હોય અને એ વખતે પોતે માછલાં પકડવા નદીમાં જાળ નાખે એ એને પોતાને મન શરમભરેલું કાર્ય લાગ્યું. એટલે કંઈ પણ જવાબ ન આપતાં જાળ એકદમ સમેટી લઇ એ ઉતાવળે ઉપલા તડની ઉત્તર દિશા તરફ ભાગ્યો.

"એલા ભાગ માં–ભાગ માં. મને કહે તો ખરો કે તું આમ ચોરની માફક ભાગ છ શું કરવા ?"

ચોત્રીસો દુકાળ ઝડપું દઇ રહ્યો હતો. સોના જેવો સોરઠ પ્રદેશ અને એની કામધેનુ સરીખી ધરતી આજે ભીના દુકાળને ત્રાસે ત્રાહી ત્રાહી પોકારતી હતી. સોરઠમાં ઘેડ પ્રદેશમાં બાલાગામ બીજાં ગામોથી દરેક રીતે ચડીયાતું ગણાતું. બાલાગામની રસકસ ભરી જમીન, બાલાગામનો ઓઝત નદીનો કાંઠો, બાલાગામનું મહાજન, બાલાગામનું પશુધન એ ઘેડ પ્રદેશમાં સર્વશ્રેષ્ઠ ગણાતાં. અને તેમાંય બાલાગામના હિંદુ અને મુસલમાનોની ઘરવટ અને એકતા તો અદ્વિતીય લેખાતી. એક બીજાની ધાર્મિક માન્યતાઓને માન આપવાની પ્રથાથી ચારસો તુર્ક કુટુંબો અને સાડા પાંચસો હિંદુ કુટુંબો જાણે એક જ પિતાનાં સંતાન હોય તેવા ભાવથી સાથે પેઢી દર પેઢી વસવાટ કરતાં આવતાં હતાં.

ગાંગા ઠક્કરની પ્રતિષ્ઠા રાજા પ્રજામાં અનન્ય હતી. સોરઠી આગેવાન તરીકે જુનાગઢના નવાબ સાહેબની ગાંગા ઠક્કર તરફ કૃપાદૃષ્ટિ હતી. બાંટવા અને માણાવદરના બાબીઓ, કુતિયાણાના ખોખરો અને માંગરોળના શેખ એ સર્વમાં ગાંગા ઠક્કરનું નામ સુપ્રસિદ્ધ હતું. સોરઠી વૈષ્ણવ તરીકે જુનાગઢના ગોકલેશજી મહારાજના ગાંગા ઠક્કર પર ચારે હાથ હતા. બાલાગામનો એકે એક પ્રજાજન હિંદુ કે મુસલમાન ગાંગા ઠક્કરની આમન્યા જાળવવામાં કાળજી રાખતો.

ગાંગા ઠક્કર રોજ વહેલી સવારે અંધારૂં હોય ત્યારે ઉઠી ઓઝત નદીને ઉપલે કાંઠે સ્નાન કરવા આવતા. શિયાળાની કડકડતી ટાઢ પડતી હોય તોપણ એમના એ રોજના કાર્યક્રમમાં કંઈ ફેરફાર ન થતો. એ નિત્ય નિયમ મુજબ આજે ગાંગા ઠક્કરે તારોડીયા આથમે એ પહેલાં નદીમાં સ્નાન કરી લીધું. સ્નાન કર્યા પછી પોતે પોતાનું ધોતીઉં નીચોવતા હતા એટલામાં ઉપરવાસમાં એને નદીમાં કંઈ

પડયું હોય એવો અવાજ સંભળાયો. નદીમાંથી ઉતાવળે પગલે બહાર આવતાં એની ચકોર આંખ્યોએ એક માનવીનો આકાર જોયો. થોડીવારમાં એ માનવીના હાથમાં મત્સ્ય મારવાની જાળ જેવું કંઇક દેખાયું અને ગાંગા ઠક્કરે એને પકડાયો.

ગાંગા ઠક્કરનો પડકાર આ મુસા માછીમારને બહુ ભારે લાગ્યો. શરમનો માર્યો માથાપર જાણે પહાડ પડયો હોય એવી રીતે એ બે ઘડી જ્યાં ઉભો હતો ત્યાં થીજી ગયો પણ ગાંગા ઠક્કર પોતાને ઓળખી લે એ પહેલાં ભાગી જવું સારૂં છે એ વિચારે એ મુઠીયું વાળીને પોતાના ઘર તરફ દોડયો. જે છીંડેથી પોતે આવ્યો હતો એ છીંડેથી ગામમાં દાખલ થઇ પોતાના ઘરમાં આવી એણે ઘરનું કમાડ દઇ દીધું.

( ૨ )

" મુસા ! મુસા ! ! કમાડ ખોલ ! " ગાંગા ઠક્કરે ધીમે ધીમે મુસાના ઘરનું બારણું ઠોકયું.

મુસાના ઘરમાં એની સ્ત્રી અને ચાર બાળકો હજુ ઉંઘતાં હતાં. મુસાએ અંધારામાં એ સહુની સ્હામે દ્રષ્ટિ નાખી અને ચુપ ઉભો રહ્યો.

" મુસા ! કમાડ ઉઘાડ, હું તને વઢવા નથી આવ્યો એની ખાત્રી આપું છું." ગાંગા ઠક્કરે શાંતિથી કમાડની સાંકળ ફરીવાર ખખડાવી.

મુંઝાયલો મુસો વધુ મુંઝવણમાં જેમનો તેમ ઉભો રહ્યો.

" મુસા ! હું તારાં છોકરાંઓને આજનો દાણો આપવા આવ્યો છું કારણ કે આજે તારા કુટુંબને જે ભૂખમરો વેઠવો પડશે એનું કારણ હું બન્યો છું–મુસા ઉઘાડ હું સાચી વાત કહું છું કે હું તારે ત્યાં દાણો નાખવા આવ્યો છું."

ગાંગા ઠક્કરે ફરીવાર બારણું ઠોકયું.

આ અવાજથી મુસાની સ્ત્રી જાગી ઉઠી અને બારણા આગળ આવી એણે સાંકળ ઉઘાડવા હાથ લાંબો કર્યો. અંધારામાં મુસાએ પોતાની સ્ત્રીનો હાથ પકડી લીધો અને એના કાન આગળ મોઢું ધરી ધીમે અવાજે બોલ્યોઃ

"સાંકળ ઉઘાડીશ માં!"

"કેમ?"

"ગાંગા ઠક્કર છે."

"ગાંગા ઠક્કર તો આપણા માવતર જેવા છે."

"પણ મેં એનો ગનો કર્યો છે."

"શું થયું?"

"ઇ નદીએ નાવા આવ્યા અને મેં ભૂલથી ઉપલે તડ માછલાં પકડવા જાળ નાખી."

"બારે કરી." મુસાની સ્ત્રી મનમાં ને મનમાં ગણગણી.

ફરીવાર ગાંગા ઠકકરે બારણાની સાંકળ ઠોકી.

"મુસા ઉઘાડ—થોડીવાર થશે તો મોં સુઝણું થઈ જશે અને લોકો જાગે ને આપણી વચ્ચેની ખાનગી વાત જાણી જાય એમ હું ઇચ્છતો નથી; માટે ઉઘાડ—ખુદાને ખાતર ઉઘાડ."

"હું ઉઘાડું છું." મુસાની સ્ત્રીએ કંઈ વિચાર કરી પોતાના ધણીના હાથમાંથી પોતાનો હાથ છોડાવ્યો

"નહિ નહિ રહેવા દે." મુસાએ એને વારી.

"ગાંગા ઠક્કર જેવો પાક માણુસ આપણા ગનાને માફ કરશે. મને ઉઘાડવા દો."

"ના. ના. હું એ ખુદાના આદમીને મારૂં મોઢું શી રીતે બતાવીશ."

" ફીકર નહિ—હું એને સમજાવી લઇશ."

મુસાની સ્ત્રીએ પોતાના ધણીની નામરજી છતાં કમાડ ખોલ્યું અને આખે શરીરે થરથરતો મુસો ગાંગા ઠક્કરના પગમાં પડ્યો.

" ગાંગા ઠક્કર એને માફ કરો!" મુસાની સ્ત્રી ધણીની વહારે ધાઈ.

" બહેન માફી તો એની અને તારી બંનેની હું માગવા આવ્યો છું. દુકાળ વરસ છે. મુસો બિચારો તમારા સહુના આજના ખોરાક માટે નદીએ આવ્યો. મને એણે અંધારામાં ઓળખ્યો અને શરમનો માર્યો ખાલી હાથે ભાગીને અહીં આવ્યો. મારે ભીને લુગડે એની પાછળ દોડીને અહીં આવવું પડયું કારણ કે મારે ખાતર એણે એનું પોષણનું સાધન આજે ગુમાવ્યું......"

" ગાંગા ઠક્કર એને આપ સાચા દિલે માફ કરો. તમારા જેવાની હાજરીમાં માછલાં પર જાળ......"

" બહેન એ વાત ભૂલી જાઓ. મને તો એટલું જ અત્યારે દુઃખ છે કે આજે મારે નિમિત્તે તમારે સહુએ ભૂખમરો વેઠવો પડશે અને એટલા માટે હું આજે જે જુવાર બાજરો હમણાં મોકલું તે તમે લઇ લેજો. એના આજે રોટલા કરીને તમે સહુ જમજો."

પોતાને ઠપકો આપવાને બદલે ગાંગા ઠક્કરને આ પ્રકારની દિલાવરી બતાવતો જોઈ મુસાપર એની બહુ ભારે અસર થઈ.

" ગાંગા ઠક્કર, મને માફ કરો; આજથી જાળમાં એક માછલું પકડવું હરામ છે."

( ૩ )

" દેતા હે કે નહિ. દો પાટલા ગુડકા હમેરેકુ ચઇએ."

" અરે સાંઇ! બે પાટલાં ગોળનાં કંઈ અમારાથી અપાય?!"

" તુમ નહિ તો કોન દેતા હય?"

" વાડનો ધણી હોય ઇ આપવો હોય એટલો આપે. "

" ધણી કોન હય ? "

" ગાંગા ઠક્કર. "

" તો તો અબી મેં તીન પાટલા લઉંગા—ગાંગા ઠક્કર જેસા બડા આદમી કી પાસસેં દો પાટલા કભી ન લઉંગા. " શેરડીના છોતા પર ગોળની તર ચાટતો ચાટતો સાંઈ ઉભો થયો.

" તીન લો—ચાર લો આ બધુંય તમારા દાદા...... "

" ખબડદાર કુછ એલફેલ બોલા તો—અબી ચાર લઉંગા કયા સમજતા હે ! ! " સાંઇએ લાલ આંખ કરી ચૂલપરની કડાઇ આગળ ઉભેલા કણબી સામે ડોળા કાઢ્યા.

" અરે સાંઈ નકામી તકરાર રહેવા દો. ગાંગા ઠક્કર આવે એટલે તમારે જે કંઈ કહેવું હોય તે કહેજો. અમે તો સાથી માણસ. અમારા પર આટલો બધો ગુસ્સો શા માટે કરો છો ? " બીજા સાથીએ સાંઈને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો.

" અચ્છી બાત હેં, દેખતા હું કયા હોતા હે. આને દો તેરા ગાંગા ઠક્કરકું. "

સાંઇએ ચલમ સળગાવી એક બે ફૂંક જોરથી ખેંચી ફરીવાર ચૂલપરની રસથી ભરેલી કડાઈ તરફ આંખ માંડી.

" યાદ રખ. તેરા ગાંગા ઠક્કર કી પાસસેં પાંચ પાટલા લેતા હું કે નહિ—ઓ તું દેખ લે. " ચલમ જમાવતાં જમાવતાં સાંઈએ પેલા સાથી સામે આંખ ફાડી જોયું.

ચૂલા પાસે ઉભેલા સાથીઓમાં બીમો ચોથાણી બહુ ડાહ્યો માણસ હતો. એને આ સાંઈ સાથેનો ઝગડો ગમ્યો નહિ. એ ઝગડો આગળ વધે અને એના કંઈ અનિષ્ટ પરિણામ આવે એ પહેલાં એ સાંઇને સમજાવી લેવાની તાત્કાલીક જરૂર એને જણાઈ.

"સાંઈ, ગાંગા ઠક્કરને આવતાં વાર થશે. તમે કહો તો હું એકને બદલે બે લોટકા ગોળના અને એક ભારો શેરડીનો આપું."

"દો લોટકા ઓર એક ભારા ?! ક્યા બાત !" સાંઈ બરાડ્યો અને તિરસ્કારમાં હસ્યો

"નકામું તમારે ખોટી થવું..."

સાંઈ ચલમ પીતો પીતો ભીમા ચોથાણી સ્હામે જોઈ રહ્યો.

"તું તેરા કામ કર. અભી મેં હું ઓર ગાંગા ઠક્કર હે."

સાંઈ અને સાથીઓ વચ્ચે રકઝક વધી પડેલી જોઈ મુસો મછીઆરો ચીચોડાપર વાડ પીલતો પડતો મૂકી ચૂલ આગળ દોડી આવ્યો. સાંઈને પગે લાગી એણે એને સમજાવ્યો પણ જેમ જેમ મુસો સાંઈને સમજાવતો ગયો તેમ તેમ સાંઈનો ગુસ્સો ભરતીએ ચડયો.

"એ ક્યા સમજતા હે ! મેરેકું અયસી તરેહસેં ના બોલનેવાલા સારી જહાંમેં કોઈ નહિ."

મુસાએ માંડ માંડ સાંઈને શાંત પાડયો અને શેઢે આવેલા આંબાવાડિયા હેઠળ એને બેસાડી એ પાછો ચૂલ પાસે આવ્યો.

"ભીમા આતા, એવાઓની હારે વાદ કરવામાં માલ નથી. જોગીડાઓની હારે તો આપલાબાપલા કરવામાં જ માલ છે."

"તારી વાત સાચી છે. મુસા, પતે તો પતાવી દે ને !" ભીમાએ ચૂલમાં સાંઠિયું નાંખતાં નાંખતાં મુસા સામે જોયું.

"ઈ હવે એમ પતે એમ લાગતું નથી. ગાંગા બાપાને આવવા ઘો. ગાંગા ઠક્કર પાસે ભલભલા ધનેતર અને ધરમગુરૂ પાણી પાણી થઈ જાય છે તો પછી આ સાંઈનું શું ગજું !"

( ૪ )

જુનાગઢથી ગોકલેશજી બાવા ઘેડમાં પધારતા હોવાથી ગાંગા ઠક્કર ઘોડી લઈ મહારાજની સામે ગયા હતા તે ઠેઠ દિ આથમ્યે

મહારાજ પધાર્યા ત્યારે એની સાથે બાલાગામ પાછા આવ્યા. મહારાજશ્રીનું વૈષ્ણવોએ ધામધુમથી સામૈયું કર્યું. આખું યે બાલાગામ આજે હર્ષને હેલે ચડયું. વૈષ્ણવો ઝાંઝ પખાજ વગાડતા હતા, અને આનંદનો સાગર ઉછળ્યો હોય એવાં દશ્યો જામી ગયાં હતાં. ગાંગા ઠક્કર વૈષ્ણવો વચ્ચે ઝાંઝ હાથમાં લઈ કીર્તનની રમઝટ જમાવી રહ્યા હતા. એવે વખતે ભીમો ચોથાણી હાંફતો હાંફતો વૈષ્ણવો વચ્ચે ઘૂસ્યો.

કીર્તનમાં મસ્ત થયેલ ગાંગા ઠક્કરની પડખે ચડી એણે એના કાનમાં ધીમે અવાજે કહ્યું:

" ખેતરે ચાલો, બહુ જરૂરનું કામ છે."

કીર્તન ગાતા ગાતા ગાંગા ઠક્કરે કોણીથી ભીમાનું મોઢું પોતાના કાન પાસેથી ખસેડયું અને આંખથી વાત કરી કે કીર્તનમાં ડખલ ન કરવી.

ગાંગા ઠક્કરનો કડપ એટલો બધો હતો કે ભીમો લાચાર થયો પણ એ વધુ વખત રહી શકયો નહિ. એણે ફરીવાર ગાંગા ઠક્કરને સમજાવવા પ્રયત્ન કર્યો.

કીર્તનની ધૂનમાં રસતરબોળ બની ગયેલ ગાંગા ઠક્કરે એની કંઈ વાત સાંભળી નહિ. અને મંદિરમાં મહારાજ પધાર્યા, સર્વ વૈષ્ણવો વિખરાયા ત્યાં સુધી ભીમાને ગાંગા ઠક્કર માટે ઉભા રહેવું પડયું.

" કેમ ભીમા, એવું તે શું લૂંટાઈ જતું હતું કે તું આવે વખતે મારા કીર્તનમાં ખલલ પાડવા આવ્યો ?"

" બાપા, એક સાંઇ આવ્યો છે."

" એમાં મારૂં શું કામ છે ?"

" એણે હઠ પકડી કે બે પાટલાં ગોળનાં..."

" આપવાં'તાં." ગાંગા ઠક્કરે શાંતિથી ભીમાનું વાકય પુરૂં થાય એ પહેલાં જવાબ આપ્યો.

"બાપા, એ પાટલાં કંઇ અપાય ! ?"

"હં, પછી શું થયું–કે'ને ?"

"અમે બધાયે એને બે લોટકા ગોળના અને એક શેરડીનો ભારો આપવા કહ્યું પણ એ તો જીદે ચડયો અને બેને બદલે ત્રણ પાટલાં ગોળનાં લઇશ એવો હઠ એણે બતાવ્યો."

"પછી ?"

"અમે એને કહ્યું કે ગાંગા બાપાને આવવા દે."

"હું આવ્યો–હવે એ બાબતમાં શું કરવું છે ?"

"હવે તો વાત બહુ વીફરી ગઇ છે."

"શું થયું ?"

"એ સાંઇ સાથે અમારે રકઝક થઇ ત્યારથી કડાઇમાં ગોળ થતો નથી. બપોરથી રસની કડાઇ ચઢાવી છે પણ જાણે દેવતાની આંચ પણ અડતી ન હોય એમ કડાઇ ઠંડી જ રહે છે. ચૂલમાં દેવતા રખરખે છે પણ કડાઇ સાવ ટાઢી પડી ગઇ છે."

"એમ કેમ થયું ?"

"બધાનું કહેવું એવું થાય છે કે એ સાંઇએ કંઇ ઇલમ કર્યો છે."

"ઇલમ ! ઇલમથી આવું બને ખરૂં ?"

"હા–બાપા. એ ફકીરે જ કંઇક કર્યું છે નહિ તો કંઇ ચૂલ સળગતી હોય અને રસ જરા પણ ગરમ ન થાય એ કેમ બને ?"

"હવે શું કરવું છે ?"

"તમે આવો ને એ સાંઇને કંઇ સમજાવો તો કામ આગળ ચાલે–બાકી અમે તો સૌ મુંઝાઇ ગયા છીએ."

"ચાલો હું આવું છું. મહારાજશ્રીની આજ્ઞા લઇ આવું."

( ૫ )

" જો જો કૃપાનાથ, ગાંગા ઠક્કરની વાત સાંભળી ?"

" શેની વાત ?"

" એમણે તો એક સાંઇને હરાવ્યો."

" સાંઇને હરાવ્યો ? શી રીતે ?"

" વાત એમ બની કે ગાંગા ઠક્કર કાલે આપણી સામે આવ્યા ત્યારે પાછળથી એક ફકીર એમને ખેતરે આવ્યો. શેરડીનો વાડ પીલાય છે એટલે ફકીરો, સાધુસંતો, માગણવર્ગ સહુ મોટા પ્રમાણમાં વાડે આવે અને દરેકને થોડો ગોળ અને શેરડી આપવાનો નિયમ છે. એ મુજબ એ સાંઇને ગોળ અને શેરડી ગાંગા ઠક્કરના સાથીઓ આપવા મંડયા પણ સાંઇ હઠે ચડયો અને એણે તો ગોળનાં બે પાટલાં માગ્યાં. સાથીઓએ ના પાડી અને વાત વધી પડી."

" પછી ?" ગોકુલેશજી મહારાજે સમાધાની સામે આતુરતાથી જોયું.

" પછી તો એમ બન્યું કહેવાય છે કે એ સાંઇએ કંઇ ઇલમથી ચૂલપરની કડાઇ પર કંઇક અસર કરી અને ચૂલમાં ગમે તેટલો તાપ કરે તોપણ કડાઈ ગરમ ન થાય એવી સ્થિતિ થઈ ગઈ. આમ બપોરથી તે ઠેઠ સાંજ સુધી કડાઈ ગરમ ન થઈ. સાથીઓ મુંઝાણા. એક સાથી સામૈયા વખતે ગાંગા ઠક્કર કીર્તન કરતા હતા ત્યાં આવ્યો અને ખેતરે આવવા કહ્યું પણ ગાંગા ઠક્કરે કંઈ દાદ ન આપી. સામૈયું પુરૂં થયું અને આપશ્રી મંદિરમાં પધાર્યા પછી ગાંગા ઠક્કર ખેતરે ગયા."

" હા, મારી પાસે રજા લઈને ગયા અને કહી ગયા કે ખેતરે જાઉં છું—હં. પછી ?"

" કહે છે કે ખેતરે જઈને સાંઈ એક આંબા નીચે ધુણી ધખાવીને બેઠો હતો ત્યાં તેઓ ગયા અને એને સમજાવ્યો. સાંઈ

એમને જોઈ વધુ હઠે ચડયો અને પાંચ પાટલાં ગોળના આપે તો જ એ કડાઈ ગરમ થશે એવો હઠાગ્રહ બતાવ્યો. ગાંગા ઠક્કરે બહુ વિનયથી સાંઈને સમજાવ્યો અને એને વિનંતિ કરી કે આ પ્રકારનો હઠ તેઓ છોડી દે. પણ સાંઈ એકનો બે ન થયો. જેમ જેમ ગાંગા ઠક્કર વિનય બતાવતા ગયા તેમ તેમ સાંઈ વધુ જોસ પર આવતો ગયો. ત્યાર પછી ગાંગા ઠક્કર ચૂલ પાસે આવ્યા. સાથીઓએ કહ્યું કે એ સાંઈ માગે તે આપી દેવું. ગાંગા ઠક્કર આપવામાં નારાજ નહોતા પણ એમને સાંઈની આ પદ્ધતિ વ્યાજબી લાગી નહિ. એટલે એણે પોતાના સાથીઓને કહ્યું કે જો એમના ઈલમથી આ કડાઈ ને અગ્નિ લાગતો ન હોય તો આપણે આપણા અષ્ટાક્ષર દ્વાદશમંત્રની સાધના કરવી જોઈએ. આમ કહી, કહે છે કે, ગાંગા ઠકકરે અષ્ટાક્ષર દ્વાદશમંત્ર બોલતાં બોલતાં એ ચૂલની પરિક્રમા કરી અને સહુની અજાયબી વચ્ચે જે રસ કડાઈમાં ઠંડો પડયો હતો એ તુરત ઉકળવા માંડયો. સાંઈને આ સમાચાર મળતાં એ ઉતાવળે ચૂલ પાસે આવ્યો અને ગાંગા ઠકકરના પગમાં પડતાં પડતાં બોલ્યો કે: "મુસા માછીમારે ગાંગા ઠક્કરની પાકદિલીની વાત મને કરી હતી એ સાચી લાગે છે."

ગોકલેશજી મહારાજ વાત સાંભળતાં સાંભળતાં હર્ષમાં બોલીઉઠયા:

"સમાધાનીજી, ગાંગા ઠકકર એ સાચા વૈષ્ણવ છે. જે વૈષ્ણવ પવિત્રતાથી જીવનમાં વૈષ્ણવતા સેવે છે, જે પરધનને પથ્થર માને છે, જે પરસ્રીને માતા ગણે છે, જે બીજા ધર્મને નિંદતો નથી અને પોતાના ધર્મમાં ચુસ્ત રહે છે, જે કોઇને પારકાં ગણતો નથી પણ સહુને પોતાનાં ગણે છે, એવા પુરૂષને અષ્ટાક્ષર મંત્ર ફળે છે એ આજે સોરઠના એ પરમ વૈષ્ણવે સિદ્ધ કર્યું એથી મને આનંદ થાય છે."

× × ×

ગાંગા ઠક્કરની વૈષ્ણવતાની આવી વાતો આજે સાઠ વર્ષે પણ ઘેડ પ્રદેશની મોંઘામૂલી વાર્તામૂડી જેવી સહુ કોઈએ સાચવી રાખી છે.

## — જીવાઈ —

"હાથિયા."

"જી."

"કાં સાંઢણી સ્વાર આવ્યો ?"

"હા. ક્યારનો આવ્યો છે. તમારો હુકમ થાય એટલે બોલાવું."

"બોલાવ, બોલાવ." હોકાની ફૂંક લેતાં લેતાં પ્રેમજી દીવાને પોતાના અંગરક્ષક હાથિયાને હુકમ કર્યો.

હાથિયો સાંઢણી સ્વારને બોલાવીને આવે એ પહેલાં બોંતેરસે બરડાના આ લોહાણા દીવાનની આંખોના ખુણા લાલ હિંગળોક જેવા થઇ ગયા. એની આંખ્યો આગળ એ વખતે નગરનો મેરૂજી, ગોંડલનો કુંભો રાણો અને જુનાગઢનો અમરજી ઉભા હોય અને એની સામે છંછેડાયલા સિંહની માફક એ જોતો હોય, તેવી આંખ્યોથી પોરબંદરનો આ વીર લોહાણો પોતાની ડેલીના મુખદ્વાર તરફ જોઈ રહ્યો.

હાથિયા સાથે સાંઢણી સ્વાર દાખલ થયો અને ઝૂકીને પોરબંદરના દીવાનને રામરામી કરી.

"એલા આભપરે તું ગયો 'તો ?"

"હા બાપુ."

"શું થયું ? બેસ, બોલ જોઇએ." ગોળ મોટા તકીયાને અઢેલી પોરબંદરનો આ મોભી કારભારી સાંઢણી સ્વારને સાંભળવા આતુર બન્યો.

"બાપુ એ તો ન બોલવાનું બોલી ગીયા છે."

"પણ કોણ બોલ્યું ?"

"નગરનો મેરૂજી પોતે જાતે હમણાં આભપરે આવેલ છે અને એણે મારી સાથે કહેવડાવ્યું કે એ પ્રેમા દામાણીને કહેજે કે તું તો ડુંગળીનું ફોતરૂં છો ફોતરૂં. આ મેરૂજીની એક ફૂંક તારે માટે બસ છે."

"એમ કહ્યું !" પ્રેમજી દીવાને ગુંઢણભર થઈ ને સાંઢણી સ્વારની સામે આંખ ફાડી.

"હા. અને વધારામાં પડકારો કર્યો છે કે આવતી આઠમને દિ' ધુમલીમાં નગરનો વાવટો ન ફરકાવું તો રંગમતીનાં પાણીને થુડમથુડા."

"ફરકાવ્યાં, ફરકાવ્યાં ! એના બાપનો માલ છે તે એમ ધુમલીને ખાઈ જશે ?" પ્રેમજીની આંખોમાં વીરત્વના ચમકારા થયા.

ડુંગળીનું ફોતરૂં એ શબ્દોએ પ્રેમજી દીવાનના હોઠ ફરી ફરીને ફફડયા.

"એ મેરૂ ખવાસને ખબરૂં પડશે કે ડુંગળીનું ફોતરૂં નગરને કેવું તીખું થઇ પડશે ?"

પ્રેમજીનો અંગરક્ષક હાથિયો મેર તથા સાંઢણી સ્વાર રૂડો રબારી જેઠવાના આ મુખ્ય અધિકારીને અંગે અંગ જાગેલો અગ્નિ જોઈ રહ્યા.

કાઠિયાવાડના ચારે ખુણામાં આજે ચાર જણાની રાડ ફાટતી. જુનાગઢનો અમરજી દીવાન, ગોંડલનો ભા' કુંભોજી, નગરનો મેરૂ ખવાસ અને પોરબંદરનો પ્રેમજી દીવાન. એ કાઠિયાવાડના એ વખ-

તના ચાર ટોડા ગણાતા. તલવાર યુગના એ વખતના કાઠિયાવાડના એ ચાર સરમુખત્યાર જેવા હતા. મારે એની તલવાર એ ન્યાયે એ ચારે વીર મુત્સદ્દીઓ પોત પોતાના પ્રદેશની સરહદ તલવારની અણીએ વધારી રહ્યા હતા.

એ ચારે જેવા વીરમર્દ હતા તેવા કાબેલ મુત્સદ્દી પણ હતા. એક બીજાના શૌર્યના પ્રસંશક હતા. પણ સાથે સાથે એક બીજાની સામે મુછનો વળ ચડાવવામાં પાછી પાની કરતા નહિ.

પ્રેમજી દીવાને રાણાનું રાજ્ય વધારવામાં અને આબાદ કરવામાં પોતાના ત્રણે પ્રતિસ્પર્ધી સામે દરેક રીતે હોડ માંડયા હતા. તેમાંય મેરૂ ખવાસ અને એની આસપાસના પ્રદેશ માટે હમણાં રોજ ઝગડા ઉઠતા. મેરૂ ખવાસ જાતે આભપરાના ડુંગર ખુંદી વળતો અને લાગ ફાવે તો એ પ્રદેશને પોતાનો કરવા મથતો હતો. પ્રેમજી દીવાન એ બાબતમાં સાવધ હતો અને બરડાનો એક કાંકરો પણ નગરનો ન થાય એ માટે ચોવીસે કલાક પોતાની તલવાર મ્યાન બહાર રાખતો.

"હાથિયા, મારી ઘોડી તૈયાર કર. આજે તો હું જાતે બરડામાં જાઉં છું અને એ નગરનો મેરૂ ભલે આ લોહાણીજાયાની તલવારની મોજ માણે."

પ્રેમજી દીવાન આવે પ્રસંગે પોતે ચડે એમાં હાથિયાને સલામતી ન લાગી. પોતાના ધણીનું ચોવીસે કલાક હિત વિચારનાર એ વફાદાર હાથિયો બે ઘડી વિચારમાં થંભ્યો.

"કેમ, હાથિયા શું વિચારમાં પડયો? ઘોડી તૈયાર કર!" પ્રેમજીએ ફરી આજ્ઞા કરી.

"બાપુ, મારી એક મરજી થઈ છે." હાથિયો ધીમે રહીને બોલ્યો.

"શું?"

"મેરૂ ખવાસને પાછો હઠાવવા હું જાઉં તો?"

"એ માન તારે લેવું છે?"

"કેમ ન લઉં? આટલા વરસની પ્રેમ દામાણીની નોકરીને શોભાવવાનો આજે વખત આવ્યો છે. એ કેમ પાછો જવા દઉં?"

"તો મારી સાથે તું ચાલ. મેરૂને તારી તલવારની અણીનો સ્વાદ ચખાડવામાં હું આડો નહિ આવું."

"નહિ અન્નદાતા. હું મારા મેર જુવાનોને લઈને જાઉં છું અને મને એકલાને એ યશ લેવા દો."

( ૨ )

આખોયે બરડો ધીંગાણેથી ધમધમી ઉઠયો. ઠેર ઠેર મેર જુવાનો નગરના માણુસોને બરડાની ભૂમિમાંથી દૂર કરવા એકત્ર થયા.

મારવું મરવું,
ઝાલવી ખગાળી ખટ.
કલો કહે એટલા વાનાં,
સાચી ક્ષત્રિય વટ.

એ ક્ષત્રિય વટનાં રંગછાંટણાં આજે બરડાને સીમાડે સ્પષ્ટ દેખાતાં હતાં. રાણાની રૈયતમાં મેર પ્રજા એટલે કાઠિયાવાડની એક વીર જાતી.

હાથિયો મેર પોતાના ધણીની કારકિર્દી ઉજ્જવળ રાખવા આભપરે પહોંચ્યો. મેરૂ ખવાસના માણસો સાથે ભારે ધીંગાણું જામ્યું. તલવારોની તાળી પડી અને જામ તથા રાણાના માણસો એક બીજાને પોતાનો હાથ બતાવવામાં મરણિયા બન્યા.

હાથિયો મેર અને એના માણુસોને સામા પક્ષ તરફથી જબ્બર માર પડયો અને મેર સૈન્યની કોર મરડાઈ એટલામાં તો પ્રેમ દામાણી વધુ સૈન્ય સહિત નગરના સૈન્ય પર તૂટી પડયો.

પોતાના ધણીને આમ એકાએક આવેલ જોઈ હાથિયામાં ફરી શૂરાતન પ્રગટયું અને બમણા જોરથી એણે નગરના માણસો પર હલ્લો કર્યો.

" હાથિયા, મેરૂ પોતે કયાં છે ?"

" બાપુ, ધીંગાણામાં એ દેખાયોજ નથી."

" તો પછી એ છે કયાં ?"

" બાપુ, એમ ખબર મળે છે કે પાછળની ટેકરીપર એણે પોતાના ડેરા તાણ્યા છે અને આ ધીંગાણા પર નજર રાખે છે."

મારતે ઘોડે હાથિયે અને પ્રેમજીએ કંઈક ખાનગી સંતલસ કરી અને મેર સૈન્યે નગરના માણસો પર સખત મારો ચલાવ્યો.

હાથિયાએ પ્રેમજી દીવાનને આપેલ માહિતી બરાબર હતી. મેરૂજી પોતાના ડેરા તંબુમાં બેસી ધીંગાણાની બધી ખબર મેળવતો હતો. એને જ્યારે ખબર પડયા કે પ્રેમ દામાણી પોતે આવ્યો છે ત્યારે પોતે યુધ્ધે ચડયો.

મેરૂજીને જોતાં પ્રેમજી કૂદયો અને એક વીરને શોભે તેવી રીતે એને પડકાર્યો.

" કેમ ડુંગળીનું ફોતરું જોવું છે ?' પ્રેમજીએ બોલતાં બોલતાં મેરૂપર ઘા કર્યો.

પ્રેમજી દીવાન એક અચ્છો તરવારીયો એ વખતે ગણાતો. મેરૂ ખવાસ એ જાણતો હતો એટલે એણે યુક્તિથી આ ઘા ચૂકાવ્યો.

મેરૂ ખવાસના ત્રણ અંગરક્ષકોમાંથી એક સીદીએ ઓચિંતો આવી પ્રેમજીપર એક ઘા કર્યો. એ ઘા પ્રેમજી દીવાનના બે કટકા કરી નાખત પણ હાથિયા મેરે એ ઘા પોતાપર ઝીલી લીધો. આંખના પલકારામાં હાથિયાના ધડ પરથી માથું ઉડી ગયું. પોતાના વફાદાર અંગરક્ષકને મૃત્યુને શરણે જતો જોઈ પ્રેમ દામાણી વેગથી ઉછળ્યો અને ઘાસની લણણી કરતો હોય એવી રીતે એણે એ સીદી અને

એની આસપાસના માણસોને ધૂળ ચાટતા કર્યા. મેરૂ ખવાસે પ્રેમજીને આ વખતે ખરે સ્વરૂપે જોયો અને પોતાના માણસો વધુ ને વધુ કપાતાં જાય છે એ જોઈ એણે એક યુક્તિ કરી. એણે પોતાની સાથેના રાજવીર ચારણને ઈશારત કરી આગળ કર્યો.

"શાબાશ! પ્રેમદામાણી શાબાશ! લોહાણા એ ક્ષત્રિયો છે અને લોહાણીજાયા અને રાણીજાયા એ બરાબર છે એ તેં બરાબર બતાવ્યું." રાજવીર ચારણે પ્રેમજી દીવાન માટે પ્રસંશાનાં પુષ્પો વેર્યાં.

"અને બાપ તલવાર મ્યાન કર. નગર તારી સાથે ભેરૂબંધી ચાહે છે. મેરૂજીને તો તારાં પારખાં લેવાં હતાં. પ્રેમ દામાણી સૂર્ય-વંશી ખરો બાપ, ખરો."

ચારણને દેવ માનતા લડવૈયાઓ ચારણને વચમાં ઉભો જુએ એટલે તલવાર મ્યાન કરતા. મેરૂજીએ અને પ્રેમ દામાણીએ પોત પોતાની તલવારો મ્યાનમાં નાખી.

"બાપ મેરૂજી, આજ ભલે પ્રેમ દામાણી નગરના ડેરા તંબુમાં મેમાન બને." રાજવીર ચારણે સુલેહ સંપની શરૂઆત કરી. મેરૂ ખવાસે એ રીતે યુકિત કરી પોતાના વધુ માણસોનો ભોગ અપાતો અટકાવ્યો.

પ્રેમ દામાણી અને મેરૂ ખવાસ મિત્રો તરીકે જમવા બેઠા. જમતાં જમતાં નક્કી થયું કે મેરૂજીએ બરડાપર ફરી આ રીતે આક્રમણ કરવું નહિ.

શૂરવીરો લડાઇ વખતે લડે પણ લડાઇ પછી મિત્રો તરીકે બેસે એ સાચા શૂરવીરનાં લક્ષણ આ બન્ને વીરોમાં હતાં અને એ લક્ષણને પરિણામે બન્ને એક રાત્રી સાથે રહ્યા.

(૩)

આભપરાના ધીંગાણાને આઠમે દિવસે પ્રેમ દામાણીની ડેલીએ એક સ્વરૂપવાન મેરાણી આવીને ઉભી રહી.

"પ્રેમ દામાણી છે કે ?" ડેલીના દરવાનને મેરાણીએ આતુરતાથી પૂછ્યું.

"હા—કેમ ?"

"તો મારૂં આટલું કામ કર."

"શું ?"

"પ્રેમ દામાણીને કહે કે બગવદરથી હાથિયાની બાઇડી લીરૂ આવી છે."

હાથિયા માટે પ્રેમજી દીવાનના દરેકે દરેક માણસને પ્રેમ હતો એટલે લીરૂનું નામ સાંભળતાં એ દીવાનના મુખ્ય ખંડ તરફ ઉતાવળે પગલે ગયો.

"બાપુ હાથિયાની બાયડી લીરૂ મળવા આવી છે ?"

"હાથિયાની બાયડી !"

"હા."

"શું કરવા આવી હશે ?"

"ઈ ખબર નથી. મળવા માગે છે એટલુંજ કહ્યું."

"મોકલ."

હાથિયાની સ્મૃતિ જાગતાં એ વફાદાર નોકરે પોતા પર પડતો ઘા કેવી રીતે ઝીલ્યો એ આખુંય દૃશ્ય પ્રેમજી દીવાનની આંખ આગળ ખડું થઇ ગયું.

વીજળી ઝબકે તેવી રીતે એ મેરાણીનું મુખડું આ બોહાણા દીવાનના ઓરડામાં ઝબક્યું.

"કેમ બાઇ ?"

"બાપુ, એક અરજ કરવા આવી છું."

"ખુશાથી બોલ, શું છે ? હાથિયાની બહુ ભારે થઇ હો !"

પ્રેમજી દીવાને મેર વિધવાના રૂપ સામે જોઈને ઉદ્‌ગાર કાઢ્યા.

"એ તો વીરને મોતે મુઆ, પ્રભુ સહુને એવું મોત આપે." મેરાણીની આંખ્યોમાં સાચી વીરશ્રી તરી આવી..

"બોલ, તારે શું કહેવું છે ?"

"જાણે મારે બે છોકરા અને હું છું. અમને ત્રણને રાજ તરફથી જીવાઈ મળે એવી ગોઠવણ તમે કરી આપો."

"જીવાઈ ?"

"હા. અમને બાપુ તમારો ઓથ છે. બીજે ક્યાં જઈએ ?"

એ ઘડી પ્રેમ દામાણી વિચારના વમળમાં અથડાયો. આવી રીતે ધીંગાણામાં ઘણા મરે છે એવા સર્વને રાજ જો જીવાઈ કરી આપે તો તો રાજ્યમાં જીવાઈઓનો રાફડો ફાટે.

"તારે બાઈ જીવાઈ શા માટે જોઈએ ?"

"કેમ ? હું અને છોકરાં શું ખાઈએ ?"

"તમારામાં ઘરઘરણું તો થાય છે ને ?" પ્રેમજી દીવાને મેરાણી સામે મીટ માંડી.

"એટલે ? તમે શું કહેવા માગો છો ?" છંછેડાયેલી વાઘણની માફક લીરૂના નાકનાં ફોડવાં ચડયાં.

"તમારી ન્યાતમાં ઘરઘરણું થાય છે તો તમે નિયમ મુજબ બીજું ઘર......

"બસ, પ્રેમ દામાણી બસ, તમારા મોઢામાં આ વાણી શોભતી નથી."

"કેમ, બીજો ધણી........"

"બીજો ધણી હું કરૂં ? મને તો ધણી શોધતાં આવડયો હતો કે જે વીરને મોતે પોતાના માલિકને બચાવવા માટે મુઓ પણ એ મરનાર ધણીને ધણી શોધતાં ન આવડયો કે આ રીતે મને

બીજો ધણી ચાંપે છે."

આ શબ્દો બોલતાં લીરૂના હોઠ ધ્રૂજ્યા. એની આંખ્યોમાં આંસુડાં તરી આવ્યાં. ગુસ્સાથી એનો ચહેરો લાલચોળ થઈ ગયો.

"પ્રેમ દામાણી, જીવાઇ માટે બીજો ધણી..."

"અરે પણ હું તો તારી ન્યાતનો નિયમ સમજાવું છું."

"ઘરઘરણું કરવું એ મરજીરૂપ છે. આવા શૂરવીર ધણીની બાઇડી કહેવરાવી હવે રોટલાને ખાતર બીજો ધણી શોધવો? ફૂટ ભુંડા, મારા ધણીએ તને ધણી ધાર્યો ત્યારે તું એની બાયડીને આવી સલાહ આપ છ ના?"

ફરી જવાળામુખી ભભૂકે તેવી રીતે એ જુવાન મેરાણી ભભૂકી.

×

મેરાણીની આંખ્યના તેજે પોરબંદરનો આ દીવાન મ્હાત થયો. 'મને ધણી શોધતાં આવડયો પણ મારા ધણીને ધણી શોધતાં ન આવડયો.' એ શબ્દોએ પ્રેમજીને સાવધ કર્યો. અને એ હિંમતવાન અને પતિપ્રેમથી રંગાયલી મેરાણીને એજ વખતે પ્રેમ દામાણીએ માસિક પચ્ચીસ રાણાશાહી કોરીની જીવાઇ બાંધી આપી.



# સાંગણશી વાઢેર

"હવે જોયો ઈ સાંગણશાને !"

"એમ ન બોલ. આરંભડાનો તો એ સૂરજ છે."

"ચાંદો છે એમ કે'ને ? તને કોણ અટકાવે છે !" રૂડીએ કટાક્ષ કર્યો.

"ખરેખર મને તો એની એક આંખ્યમાં ચાંદો અને બીજીમાં સૂરજ દેખાય છે." સાજણે પોતાનો પ્રમાણિક મત રજુ કર્યો.

"તું તો એવીને એવી રઈ. એની આંખ્યો બહુ ગમતી હોય તો..."

રૂડી વાક્ય પુરું કરે ત્યાં તો ડાંડિયારાસ રમતા યુવાનોના હોકારા સંભળાયા.

બન્નેની દ્રષ્ટિ એ તરફ ખેંચાઇ. એક બીજીનો હાથ પકડી સાજણ અને રૂડીએ ચોક તરફ હડી કાઢી.

આજે હોળીનો પડવો હોવાથી આખુંયે આરંભડું રસના ઘુંટડા પીતું હોય, એવું રસઘેલું બન્યું. જુવાનીયાઓએ ચોકમાં ભૂંગણ બાંધી છાંયો કર્યો અને ડાંડિયારાસ જમાવ્યા. એક બીજાની હરીફાઈ કરતા હોય એવા કલા ભર્યા વિવિધ નૃત્ય સાથે ડાંડિયારાસ

ચડયો. સાથે આરંભડાની આખીયે જુવાની આજ હેલ્લે ચડી. કેસુડાંના રંગની પીચકારીઓની ધૂમ જામી; ગુલાલની ડમરી ચડી, હરેક હરેક જુવાનની આંખમાં રસમસ્તી ઉછળી.

આરંભડાની શરણાઈ આખાય પંથકમાં વખણાતી. આજે શરણાઈ વગાડતો મીર પણ ઘેલો બન્યો. એણે પણ એકધારા સૂર જમાવ્યા.

રાસડે રમતી આરંભડાની કેટલીક યુવતીઓ રાસડો અધૂરો મૂકી ડાંડિયારાસ લેવાતા હતા ત્યાં ટોળે વળી ઉભી રહી.

યુવતીઓને જોઈ યુવાનો વધુ શૂર પર ચડયા. શરણાઈ વગાડતો મીર આજે ગાંડો બન્યો હોય તેમ સૂર પર સૂર ખેંચવા મંડયો. ડાંડિયારાસ લેતા જુવાનોમાં સાંગણશીએ સહુનું ધ્યાન ખેંચ્યું. આરંભડાના એ અલબેલા જુવાનને રસ ચડાવવા મીરે પડકાર કર્યો:

" શાબાસ ! શાબાસ ! સાંગણશીને શાબાસ ! ! "

શાબાસીના પડકાર ડાંડિયાના તાલમાં ઝીલતો સાંગણશી વધુ ઉત્સાહી બન્યો.

" શાબાસ—વાઢેરના કુળદીપક શાબાસ ! ! "

મીરની આ શાબાશી સાંગણશી પર ઢળાતી જોઈને આરંભડાના જુવાનોને અદેખાઈ થઈ.

મીર આજે સાંગણશી પર મોહી પડયો હોય તેમ ઘડી ઘડી સાંગણશી પાસે આવી એને બિરદાવવા મંડયો.

ડાંડિયારાસ લેતા જુવાનોમાં સાંગણશીનો હરીફ દેવશી હવે આ મીર પર ક્રોધે ભરાયો. એનાથી સાંગણશીની પ્રસંશા સાંભળી શકાણી નહિ. ગુસ્સામાં ને ગુસ્સામાં તાલ દેતાં દેતાં જેવો મીર એની પાસે આવ્યો કે તુરત હાથમાંના ડાંડિયા એણે જોરથી મીરના કપાળમાં માર્યો. એક તો ડાંડિયારાસનું જોર, શૂરપર ચડેલી રમત અને એમાં

દેવશી જેવા જુવાનનો હાથ પડે એટલે બાકી શું રહે? મીરના કપાળમાંથી લોહીની શેડું છૂટી.

બીજી પળે આખો મામલો બદલાઇ ગયો. જ્યાં ઘડીભર રસમસ્તી જામી હતી ત્યાં હો હો થઇ ગઈ.

ડાંડિયારાસમાં ભંગ પડયો. મીરની આસપાસ જુવાનો એકઠા થઈ ગયા. સાંગણશી તો ડાંડિયારાસની ધૂનમાં હતો એટલે મીરને શા માટે દેવશીએ માર્યો એ એને સમજાયું નહિ. પણ બીજી પળે દેવશીએ કરેલા ઘાનું રહસ્ય એ સ્હમજી ગયો. એણે દેવશીને ગરદનમાંથી પકડયો.

"એલા મારે ખાતર એના પર હાથ નાંખ્યો?"

"હા નાંખ્યો—ધરાર નાંખ્યો. આરંભડામાં એને સાંગણશી સિવાય કોઇમાં જુવાની દેખાતી નથી?!"

સાંગણશીના હાથમાંથી ગરદન છટકાવી એ વળી પાછો મીરને મારવા દોડયો.

હોકારા વધી ગયા. જુવાનીયાઓ ડાંડિયા સહિત મીરની આડા ફરી ગયા.

"દેવશી, માગણને મારવામાં બહાદૂરી શી? રંગ માણવો હોય તો સાંગણશી સામે આવી જા." સાંગણશી દેવશી સામે ફૂદ્યો.

સાંગણશીના આ પડકારાથી દેવશીનો પિત્તો ઉછળ્યો.

"આતા, બે તરવારૂ મંગાવી આપો એટલે એ દેવશીના કોડ પુરા થાય." સાંગણશીએ ગામના એક વૃદ્ધ પુરૂષ સામે જોયું.

વૃદ્ધ પુરૂષ બન્ને વચ્ચે પડયો. બન્નેને વાર્યા. બીજા યુવાનોએ પણ વચ્ચે પડી ઉશ્કેરાયલા દેવશી અને સાંગણશીને ઠાર્યા.

સાંગણશી સમજુ હતો એટલે એણે શાંતિ પકડી પણ દેવશીએ બે પસાયતાઓ પાસેથી તલવારૂ ખેંચી લીધી.

" સાંગણુશી, લે આ તલવાર, માટિયાળો હો તો જો દેવશીના ઘા !"

ઠરવા માંડેલો અગ્નિ પાછો પ્રદિપ્ત થયો. આરંભડામાં તલવાર યુગ હજુ આથમી ગયો નહોતો. બન્ને જુવાનોની તલવારો ઉછળી. વૃદ્ધ પુરૂષોએ રંગમાં ભંગ પડેલો જોઈ લોહી રેડાતું અટકાવવા ખૂબ પ્રયત્નો કર્યા, પણ પાણીનું પૂર અટકે તો જ સાંગણુશી અને દેવશી અટકે એવી સ્થિતિએ વાત પહોંચી ગઇ.

બન્ને પટ્ટાબાજીમાં કુશળ હતા. સાંગણુશી અને દેવશી વચ્ચેની હરીફાઇ જન્મજૂની હતી. આજે એ હરીફાઈનું પરિણામ લાવવા બન્ને તૈયાર થયા.

સાંગણુશી ખાનદાન હતો જ્યારે દેવશી હલકા કુળનો હતો. દેવશીમાં અદેખાઇ વિશેષ હતી. એનો અદેખાઇનો અગ્નિ આજ તલવારની અણી ઉપર આવી વસ્યો.

આ બન્નેની પટાબાજીમાં આખુંયે આરંભડું ચિંતાતુર બન્યું. પલમાં એમાંથી એકનો જીવ જાય એવો કટોકટીનો સમય જોઇ વૃદ્ધોએ ફરી બન્નેને અટકાવવા પ્રયત્ન કર્યો પણ અગ્નિ ભભૂકે તેમ બન્ને જોર જોરથી ઉછળ્યા.

આંખના પલકારામાં દેવશીની તલવારના ટૂકડા થઇ ગયા. તલવાર વિનાના દેવશીપર ઘા કરવામાં સાંગણુશીની ખાનદાની લજાય એ વિચારે સાંગણુશી ઉભો રહ્યો; એ તકનો લાભ લઈ વૃદ્ધો દોડયા અને બન્નેને પકડી લીધા.

( ૨ )

" તમને અટાણે કેમ છે ? "

" શામળી, મને કંઈ નથી. ઘા પણ નાનો છે ને હવે ઠીક છે. માત્ર થાકોડો લાગ્યો'તો–પણ દેવશીના કંઈ ખબર ! "

" હમણાં સાજણ તમને જોવા આવી'તી એણે કહ્યું કે એને

તમારી તરવારનો એક ઘા લાગ્યો'તો એમાં હવે વેદના વધી છે." સાંગણશીની સ્ત્રી શામળીએ બોલતાં બોલતાં પતિનું માથું દાબ્યું.

"રે'વાદે ! રે'વાદે શામળી !! મને હવે ઠીક છે. માથું દાબવાની કંઈ જરૂર નથી. મારૂં ફાળિયું આપ, હું દેવશીને જોઈ આવું."

"હજી હમણાં તો દેવશીએ તમારી સામે તરવાર ઉપાડી અને તમે એને જોવા જાઓ એ ક્યાંનો ન્યાય!?"

"શામળી, જ્યારે તરવાર ઉપાડીયે ત્યારે દુસ્મન બનવું એ શૂરવીરોનો ધરમ છે; પણ તરવાર મ્યાન કર્યા પછી ભાઇચારો રાખવો એ મનખાદે'નો લા'વો છે."

"પણ દેવશી તો નાનપણથી તમારી ઈર્ષા કરે છે, તમને એના દુસ્મન માને છે અને જ્યાં ત્યાં તમારૂં ભુંડું બોલે છે."

"ઈ હું જાણું છું પણ એને લીધે હું જો મારો ધરમ ચુકું તો વાઢેરકુળને લાજ લાગે, વાઢેરોની શૂરવીરતા શરમાય." શામળી સામે મીટ માંડીને સાંગણશી ધીમું ધીમું હસ્યો.

"ઈ ભલાઈ તો વાડમાં વરસવા જેવી છે."

"શામળી એમ ન બોલ–

ગણ પર ગણ કરે,
ઈ તો છે ને છે;
પણ અવગણ પર ગણ કરે,
ઈ સાચો મનખા દે.

ચાલ મને બેઠો કર." સાંગણશીએ શામળી તરફ હાથ લંબાવ્યો.

સાંગણશીને પણ એક નાનો ઘા થયેલો હોવાથી અશક્તિ આવી હતી. આવી હાલતમાં પોતાનો પતિ ખાટલો ન છોડે એવી

શામળીની ઇચ્છા સાંગણશી એના મોઢાના ભાવ પરથી પારખી ગયો.

" કાં શામળી, શું વિચારમાં પડી ગઈ ? સાંગણશી મરતો મરતો પણ પાંચને મારે એવો હજુ છે હો !"

" ઈ તો હું જાણું છું પણ દેવશી જેવા દુશ્મનને ઘેર તમે આવી સ્થિતિમાં જાઓ એમાં મારૂં મન માનતું નથી."

" શામળી, દેવશી મને દુશ્મન માને છે પણ હું એને માનતો નથી એટલે મારે બીક રાખવાનું કંઈ જ કારણ નથી. વળી અત્યારે એ દુઃખમાં છે એટલે એની ખબરૂં આરંભડાના વતની તરીકે પણ મારે કાઢવી જ જોઇએ."

" પણ તમારો ઘા..."

" ઈ ઘા તો છોકરાંઉંની રમત જેવો છે. એવા ઘા બા તો કંઇક પડયા છે ને પડશે."

શામળીનું મન હજુ માન્યું નહિ.

" તમારે જવું જ હોય તો હું સાથે આવું."

" સાથે આવીને શું કરીશ ?" સાંગણશી હસ્યો.

" તમારી પડખે ઉભી રહીશ. હું પડખે ઉભી રહું એમાં તમે શરમાતા હો તો હું ન આવું !"

શામળીના દિલની વાત સાંગણશી સમજી ગયો. શામળીના શરીરનો રંગ શ્યામ હોવાથી આરંભડાના જુવાનો સાંગણશીને આવી કાળી સ્ત્રી પરણવા માટે રોજ ટકોર કરતા. શામળીને કાને એ વાત પહોંચી ગઈ હતી. પોતાના પતિ પોતાના શરીરની ચામડી કાળી હોવાથી શરમાય છે એવી સણસણાટી પણ એણે સાંભળેલી. એટલે તક જોઇ એણે પતિ તરફ શબ્દબાણ છોડયું.

" શામળી, હું તારે લીધે શરમાઉં છું એમ તને લાગતું હોય તો ચાલ મારી સાથે."

પોતાની અર્ધાંગનાના મનમાંથી કાળી ચામડીની શરમનો વહેમ ભૂંસી નાખવા સાંગણશીએ પ્રયત્ન કર્યો.

દેવશીના ઘાની વેદના વધતી જતી હતી. ગામના વૃદ્ધો અને જુવાનીઆઓ દેવશીના ખાટલાની આસપાસ એકઠા થઇ એના તરફ દિલસોજી બતાવી રહ્યા હતા તેટલામાં કોઇએ કહ્યું કે 'સાંગણશી આવે છે.'

સાંગણશીનું નામ સાંભળી સહુના કાન ચમકયા. સાંગણશી દુશ્મનને ઘેર આવે એમ કોઇએ માન્યું નહિ. દેવશી અને સાંગણશી નાનપણથી જીવનના દરેક ક્ષેત્રમાં હરીફ હોવાથી આરંભડામાં એ બન્નેનો મેળ મેળવવા ઘણાયે પ્રયત્નો થયા હતા. પણ પરિણામમાં દુશ્મની વધતી ચાલી. સાંગણશી દેવશીને આંગણે પગલું ભરે એ તો સૂરજ આથમણો ઉગે તો જ બને એવી લોકમાન્યતા બંધાઇ ગઇ હતી.

પણ સહુની અજાયબી વચ્ચે સાંગણશી શામળી સાથે દેવશીના ખાટલા પાસે આવ્યો અને પૂછ્યું:

"કાં દેવશીને કેમ છે ?"

દેવશીએ ઘાની વેદનામાં પણ સાંગણશીનો અવાજ ઓળખ્યો અને એણે તિરસ્કારથી દુશ્મન સામે આંખ ઉઘાડી અને પાછી મીંચી.

"જરા ઘાની વેદના વધી છે." એક વૃદ્ધે સાંગણશીને માટે ખાટલો ઢાળતાં ઢાળતાં ખુલાસો કર્યો.

"પાટો તો બરાબર બંધાયો છે ના ?" સાંગણશીએ દિલસોજીથી પૂછ્યું.

"પાટામાં કંઇ વાંધો નથી લાગતો પણ ધાર્યા કરતાં ઘા ઉંડો લાગે છે."

સાંગણશીએ ખાટલાપર બેસતાં પહેલાં દેવશીનો પાટો બરાબર

છે કે નહિ તેની જાતે તપાસ કરી. દેવશીની બેન રૂડી ભાઇનું માથું દાબતી દાબતી સાંગણુશીની ઉદારતા જોઈ રહી હતી.

"રૂડી, તું થાકી ગઇ હઇશ. આઘી ખસ. લાવ થોડીવાર હું દેવશીનું માથું દાબું." રૂડીને ખસેડી સાંગણુશી દેવશીના માથા આગળ બેઠો.

સાંગણુશીની દુશ્મન તરફની આવી ઉદાર ભાવના જોઇ બે વૃદ્ધોની આંખમાં આંસુ આવી ગયાં.

"સાંગણુશી, બાપ ! આરંભડાનો તો તું દીવો છે. ઘડી પહેલાંના દુશ્મનની સેવા કરી તેં આરંભડાના પાણીને ઉજળું કર્યું છે."

આખાય આરંભડામાં પવનવેગે ખબર પડી ગયા કે સાંગણુશી દેવશીને જોવા આવ્યો છે.

રૂડીની સાથણુ સાજણુને કાને આ વાત પહોંચવાથી એ પણુ દેવશીને ઘેર આવી.

સાંગણુશીના આવ્યા પછી દેવશીના ખાટલાની આસપાસ નિઃશબ્દ શાંતિ પથરાઇ ગઈ હતી.

દેવશી વેદનામાં બેભાન જેવો પડયો હતો. થોડીવારે એ બકતો હોય એમ એના હોઠ ઉઘડયા અને બીડાયા. એ ખડખડ હસી પડયો અને બકવા મંડયો. "સાંગ......ણુશી......તેં......મને......મા......ર્યો......ભલે......મા......ર્યો......તું......મા......રા......થી......ચ......ડી......ગ......યો......પણુ......" વળી એ અટકયો. સાંગણુશી માથું દાબતો દાબતો દેવશીની સ્થિતિ જોઇ દુઃખી થતો હતો.

રૂડી એના ભાઈને બકતો અટકાવવા માટે પાસે આવી. પણુ સાંગણુશીએ એને વારી. અને ઇશારતથી શાંત રહેવા સમજાવ્યું.

ફરી દેવશીના હોઠ ઉઘડયા. " ......સાં......ગ......ણુશી ......તારી......ધ......ર......વાળી......કા......ળી......છે.... એ......માં......તું......હા......ર્યો...."

( ૩ )

પડવાને આઠમે દિવસે દેવશીએ દેહ છોડયો. સાંગણુશી બહુ દુ:ખી થયો. સ્મશાને દેવશીની ચિતાથી થોડે દૂર બેસી એણે આરંભડાના એક યુવાનનો આ રીતે નાશ થતો જોઈ પછેડીના છેડામાં એ છૂપાં આંસુ પાડયાં.

સાંગણુશીને સ્મશાને આવેલો જોઈ એના વિરોધીઓને પણ એને માટે માન ઉત્પન્ન થયું. દેવશીએ મરતાં મરતાં " તારી સ્ત્રી કાળી છે " એવું મેણું તિરસ્કારથી સાંગણુશીને સંભળાવ્યું છતાંય આરંભડાના આ યુવાન વાઢેરે સાગર જેવું દિલ બતાવ્યું.

સાંગણુશી રોજ ભેંસું ચારવા સીમમાં જતો. સૂરજ મા'રાજનું છેલ્લું કિરણુ પૃથ્વીપર હોય એ વખતે એ રોજ નિયમસર ઘેર પાછો ફરતો. દેવશીના મૃત્યુ પછી ' પોતાની સ્ત્રી કાળી છે. ' એ વસ્તુએ સાંગણુશીપર કંઈક અસર કરી. એ અસરમાં સાજણે તક સાધી વધારો કર્યો.

સાજણુ અને રૂડી પણુ રોજ ભેંસુ ચારવા સીમમાં આવે. સાજણુ જરા તોફાની અને મસ્તીખોર હતી એટલે એણે એક દિવસ સાંગણુશીની ભેંસો સાથે પોતાની ભેંસોની અથડામણી કરી. ભેંસોને એક બીજા સામે ફુંફાડા મારતી જોઇ સાજણે પડકારો કર્યો.

" ભગરી ! ભગરી ! કોની સામે શીંગડાં ઉગામે છે ? એની દોનારીના હાથ કાળા છે ! અડીશમાં એને ? "

દોનારીના હાથ કાળા છે એ મેણું સાંગણુશીને ખૂબ ખુચ્યું. હસતો હસતો ફૂલની માફક તલવારોના ઘા છાતીયે ઝીલનાર આ યુવાન વાઢેર સાજણુના આ બરછી જેવા શબ્દના ઘાથી ઘવાયો.

આમ રોજ રોજ સાજણુ કંઇ ને કંઇ બહાને સાંગણુશીને સંભળાવ્યા કરે. એક દિવસે બપોરા કરતી વખતે સાજણુ સાંગણુશી પાસે ગઈ.

" સાંગણુશી, શામળીએ રોટલા સાથે કંઈ અથાણું બંધાવ્યું છે ?"

સાંગણુશીએ રોટલા સાથે ગુંદાનો લૂમખો હતો એ લૂમખો એમને એમ સાજણુના હાથમાં મૂકયો.

" જેવો રંગ શામળીનો છે એવો જ રંગ આ ગુંદાંનો છે !" સાંગણુશી સામે સાજણે સ્મિત હાસ્ય વેર્યું.

સાંગણુશી રોજ રોજ આ મેણું સાંભળી કંટાળ્યો હતો એટલે આજ એનાથી રેવાયું નહિ.

" ગુંદાનો રંગ સુધારવો હોય તો સાજણુ ભલે સાંગણુશીનું આથણું આંથે ! "

" જરૂર આંથે–અને સાંગણુશી, જો સાજણુ આવે તો એના નાગરાણી જેવા હાથે સાંગણુશીનું આખુંય ઘર ઉજળું બની જાય." સાજણે પોતાના શરીર તરફ હરખમાં ને હરખમાં દૃષ્ટિ ફેંકી.

સાજણુ અને સાંગણુશી વચ્ચે બોલવા ચાલવાની છૂટ થઈ ગઇ. સાજણુ પહેલેથી જ સાંગણુશી તરફ લાગણી રાખતી હતી પણ પ્રસંગ મળતાં એ લાગણી બમણા વેગથી પ્રકટી નીકળી. રૂડીને આ રૂચ્યું નહિ. એણે ભાઇના દુશ્મનની ઉજળી આબરૂને કલંક લગાડવા આખાય ગામમાં વાત ફેલાવી દીધી કે સાંગણુશી બીજું ઘર કરે છે.

વા વાતને લઈ આવે છે એમ શામળીને કાને પણ એ વાત પહોંચી. મૂળમાં વહેમ તો હતો જ અને તેમાં લોકવાયકા ભળી એટલે શામળી રોજ પતિ ઉપર દેખરેખ રાખવા લાગી.

સાંગણુશી નિયમ મુજબ આજે ભેંસુ લઇને ચારવા નીકળ્યો.

શામળી પાછળ આવી.

"સાંજે વહેલા આવજો. હમણાં હમણાં તમે બહુ મોડા આવો છો."

પતિ તરફ શંકાભરી દષ્ટિયે શામળીએ જોયું.

"શામળી, કોઇ દી' મોડું યે થાય."

"જેને ઘર તરફ ભાવ હોય ઈ એકપણ પળ નકામી બહાર ગુમાવે નહિ."

"સાચી વાત છે, સાંગણશીને એનું ઘર બહુજ વહાલું છે." હસતો હસતો સાંગણશી ભેંસુંને હાંકી ગયો.

સાંગણશીના વર્તનમાં રોજ રોજ નવો નવો ફેરફાર શામળીએ અનુભવ્યો. એ ચતુર હતી. પતિનું દિલ બીજે થયું છે એ એને સમજાઇ ગયું. સાંગણશી જેવા શૂરવીર પતિની પોતે પત્ની છે એ વિચારે એ હમેશાં સુખી રહેતી પણ હવે એને એના સુખનો સૂર્ય અસ્તાચળપર દેખાયો.

રૂડીએ એક દિવસે આવીને શામળીને ખબર આપ્યા કે અખાત્રિજને દિવસે સાજણ શામળીની શોકય તરીકે આવશે.

× × ×

વૈશાખના ઉન્હા વાયુ વાયા. બીજને દિવસે શામળી વહેલી ઉઠી. સાંગણશીનો ભેંસો ચારવાનો વખત થયો એ વખતે એ આડી ફરી.

"એક વાત ખુલ્લા દિલથી પૂછી લઉં ?"

"જરૂર."

"તમે શૂરવીર છો, દાના છો, દુશ્મનો તરફ પણ પ્રેમ બતાવો છો તો હું પૂછું એનો જવાબ સાચો આપશો ?"

"જરૂર."

"તમે બીજી પરણુવાના છો ઇ વાત સાચી ?"

"હા. શામળી–સાચી !" સાંગણુશીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું.

"શા માટે ? હું કાળી છું, એટલા માટે !"

"હા. લોકો મને મેણું મારે છે–તેં પોતે તે દિવસે દેવશીને બકતો સાંભળ્યો હતો એ યાદ છે ?"

"પણ કાળી ચામડી એ કંઇ અવગુણુસૂચક ખરી ?"

"એવું કાંઇ નહિ."

"ત્યારે ?"

"લોકોનું મેણું ટળે એટલે બસ."

"સાંગણુશી જેવો શૂરવીર લોકોના મેણાં માટે એની સ્ત્રીને અન્યાય કરે એ શું એક પ્રકારનો અન્યાય નથી ?"

સાંગણુશીએ મૌન સેવ્યું.

"વાઢેરનો કુળદીપક પોતાની સ્ત્રી કાળી હોવાથી બીજીને દિલ દે એ શું શોભાભર્યું ગણાશે? અને સાંગણુશી સાંભળ:

ગોરા દેખી મ રાચીયેં
　　ગણુ શામળાના ગવાય......

અગણાં નાણાં નાંખીયે,
　　વોરીયે માલ સમાલ;
જેને દુઝાણે જીવીયેં
　　ઇ પણુ કાળી મહી કે'વાય.[1]

---

૧ જેને માટે આપણે મોંમાગ્યાં દામ ખરચીને સારો માલ શોધીએ છીએ એ માલ—એ ભેંસો કે જેના દુઝાણાપર આપણું જીવન છે એ પણુ કાળી છે. માટે હે સાંગણુશી ! ગોરા હાથપર રાજી થામાં. ખરા ગુણુ તો કાળામાં જ છે.

કાળી ઉનનું કાંતણું,
પર ઘેર વણાય;
સાંભળને સાંગણશી
ઇ કાળી કામળ કેવાય ![2]

ધરતી માથે ધુણું દીયે,
ફુંફાડે ફાટી મરાય;
સાંભળને સાંગણશી,
ઇ કાળો શેષ કે'વાય ![3]

અંગમાંથી ઉમટીયા,
ઉગતા રૂડા થાય,
સાંભળને સાંગણશી,
ઇ કાળા વાળ કે'વાય ![4]

ઉગમણેથી અંધારીયો,
આથમણો જાય;

(૨) કાળી ઉન કાંતીને આપણે વણકર પાસે વણવા મોકલીએ છીએ અને અંદરાધારો મે વરસતો હોય એમાં આપણું રક્ષણ કરનાર ઈ કામળી પણ કાળી છે. માટે હે સાંગણશી! ગોરા શરીરપર રાજી થામાં. ખરા ગુણ તો કાળામાં જ છે.

(૩) જેની ફેણપર ધરતી ઝૂલી રહી છે, અને જેને ફુંફાડે માણસ ફાટી પડે એવો શેષનાગ, આ ભૂમિનો ભાર ઉપાડનાર, પણ કાળો છે. માટે હે સાંગણશી! ખરા ગુણ તો કાળામાં જ છે.

(૪) જન્મની સાથે જ જે શરીરપર દેખાય છે, અને ઉગતાં જ શરીરની શોભા વધારે છે ઈ મોવાળા પણ કાળા છે માટે હે સાંગણશી! ગોરાંનો મોહ છોડી દે. ખરા ગુણ તો કાળામાં જ છે.

આવે ધરતી ધ્રવતો,
ઇ કાળો મે' કેવાય ![૫]

સાંગણશીને શામળીએ સો દૂહા એકએકથી ચડતા સંભળાવ્યા. ાામળીના દિલમાંથી નીકળતી વાણીએ સાંગણશીના પ્રેમશૌર્યથી ભંકીત દિલપર સોંસરવી અસર કરી.

× × ×

અખાત્રીજને દિવસે સવારે સાજણની અજાયબી વચ્ચે સાંગ-ાશીએ એને સંભળાવી દીધું કે સાજણનો પ્રેમ સાંગણશી સ્વીકારે ;, પતિ તરીકે નહિ પણ ભાઈ તરીકે. પતિ તરીકે તો સાંગણશી ાામળીનો છે અને યુગ યુગ સુધી રહેશે.



( ૫ ) પૂર્વ દિશામાંથી અંધારીને ચડે અને સારીયે ધરતીને ાણીથી ધરવી દેતો દેતો આથમણો જાય, એ રાજાઓનો રાજા મેં ણ કાળો છે. માટે હે સાંગણશી! ગોરાંનો મોહ તજી દે. કાળામાં ઘણાય ગુણ છે.

# કાનુડો ચભાડ

હેથટ તરૂ હીંલોળ, જળ નેરણ ઝરણા ઝરે;
ઝપટે પવન ઝકોળ, હું હું સાવજ હુંકળે.

ગીરમાં જડે ન ગામ, નાના નાના નેહડા ;
ધન ધન ચારણ ધામ, દૂધમલિયા દોડું દીએ.

"ભીમા ! બપોરા થયા પણ હજુ મારી બેન ભાત લઈને કેમ ન આવી ?"

ભીમાએ ચારના પૂળા બાંધતાં બાંધતાં આકાશ સામે જોયું.

"ઘડી બે ઘડીમાં આવવી જોઇએ. તું પણ બપોરા આજે અહીં જ કરજે." ભીમાએ કાનુડાને આગ્રહ કર્યો.

"આયરાણીના હાથ સિવાય કાનુડો બપોરા કરતો નથી—સમજ્યો ભીમા !"

"કવિઓ એટલા ગાંડા એમ ગલઢેરા કે'તા. એમ તું પણ ગાંડો છે એટલે ઘડી ઘડીમાં આયરાણી યાદ આવે છે."

"તારે કે'વું હોય ઈ કે' પણ જગતમાં આયરાણીને ટોડે કોઇ સ્ત્રી નહિ આવી શકે."

"ઇ બધી કવિઓની વાતો. બાકી તો સોરઠ ધરાની તેં પદ્‌-મણીઓ જોઈ હોય તો તને ખબર પડે કે આયરાણીને ભૂલાવે એવી મેરાણીઓ, રબારણો અને ચારણિયાણીઓ આ ધરામાં ઢગલે પાકે છે."

"ખીમા, તેં આયરાણીને હજુ ઓળખી નથી. આજે પૂનમ છે. રાતનાં વાળુ મારે નેસડે કરજે એટલે તને પૂનમના બે ચાંદા દેખાશે. એક ચાંદો આકાશમાં અને બીજો ચાંદો કાનુડાના નેસડામાં."

"ગાંડો, કાનુડો ગાંડો!!" ખીમો ખડખડાટ હસ્યો.

"ગાંડો કે ડાહ્યો ઈ બધું રાતે વાળુ વખતે સમજાશે. વચન આપ કે રાતે વાળુ સાથે કરીશું."

ખીમાનું વચન લઈ કાનુડો ખેતરેથી પાછો ફર્યો. ખેતરને બીજે શેઢેથી એણે પોતાના પતિને બપોરા કરાવવા આવતી ખીમાની સ્ત્રીને જોઈ.

સુંદરતા અને કવિનો મેળ અજબ હોય છે. સુંદરતા જોતાં એનું હૈયું થનથને છે. ખીમાની યુવાન સ્ત્રીને જોઈ એણે ખીમાને ભાગ્યશાળી માન્યો.

કાનુડો ચભાડ જાતનો આહિર હતો પણ નાનપણથી એનાં માબાપ મરી જવાથી ગીરના નાજા ગઢવીએ એ નિરાધાર છોકરાને ઉછેર્યો. નાજો ગઢવી ગીરમાં સુખી ચારણ ગણાતો. એને નેસડે હાથણી સરીખી સો સો ભેંસો ઊભતી. ગઢવીએ કાનુડાને પેટના દીકરા માફક લાડકોડથી ઉછેર્યો. મોટો થતાં રૂપરૂપના અંબાર સરખી આયરાણી સાથે એને પરણાવ્યો. ગીરને આંગણે રમતી રમ-ણીય કુદરત, નાજા ગઢવીનું પિતૃત્વ અને આયરાણીના સૌન્દર્યે કાનુડાને કવિતા સ્ફુરી. ભેંસો ચારતાં ચારતાં, નેસડે દૂધની તાંસળી પીતાં પીતાં, આયરાણીની મેંદીભરી હથેળીઓ જોતાં જોતાં કાનુડાના હોઠપર કવિતા દેવી દુહા સ્વરૂપે જાગૃત થતી. કાનુડો જ્યારે સોરઠિયા

દુહા લલકારતો ત્યારે ચારણો એને પડકારતા "ભલાં ભલાં! કાનુડા બાથી કવિ ભલાં!"

"આજે મારો ભેરૂબંધ ખીમો વાળુ આપણે નેસડે કરશે." કાનુડાએ નેસમાં આવતાં આવતાં પોતાની સ્ત્રી વેજીને ખબર આપ્યા.

પતિના ભેરૂબંધ માટે આયરાણીએ કંસાર કર્યો. આયરને ઘેર મેમાનને દેવ સમાન માન મળતું.

સાંજ પડી ને નેસડાથી થોડે છેટે સાવજની બૂમ પડી. હોકાટા સાંભળતાં કવિ કાનુડો કડિયાળી ડાંગ લઈને દોડયો. ગીરના જુવાની-આઓ સાવજ દીપડાને જીવતો ભાગ્યે જ મૂકતા. રબારીના, ચારણના અને આયરના દસેક જણ સાવજ પાછળ પડયા.

પૂનમનો ચાંદો આભની અગાસીએ ચડયો છતાં એ જુવાની-આઓ નેસડે પાછા ફર્યા નહિ. કાનુડાની અર્ધાંગના આશાભરી દૃષ્ટિ-યે જે દિશામાં કાનુડો ગયો હતો તે તરફ જોઈ રહી હતી એટલામાં ખીમો આવ્યો.

"કાં, કાનુડો આવ્યો?"

"ઈ તો છેટે નીકળી ગયા લાગે છે."

"આવે ત્યારે કે'જે કે ખીમો વાળુ કરવા આવ્યો'તો."

"વાળુ તો તૈયાર છે. તમે થોડીવાર બેસો. હમણાંજ ઈ આવા જોઈ એ"

ખીમાને વેજીએ ખાટલો ઢાળી આપ્યો. ખુલ્લા આકાશના ચંદ્રમાના તેજમાં એ બેઠો: સામે ઉભેલી આયરાણીનાં સૌંદર્યતેજ આગળ એને ચંદ્રિકા ઝાંખી પડતી લાગી. ખીમાને કાનુડો સાચો લાગ્યો. કાનુડાના ઘરમાં બીજો ચાંદો ઉગ્યો હોય એવી આયરાણી એણે દીઠી. ઘડીભર ખીમાએ એ સૌંદર્ય દર્શન કર્યું. એ દર્શને એ મુગ્ધ બન્યો. એના નીતિના કિલ્લાની કાંકરીઓ ખસવા માંડી. કઈ પળે એ કિલ્લાનો પાયો ખળભળી ઉઠશે એ કહી શકાય તેમ નહોતું.

પૂર્ણિમાનો ચંદ્રમા ચડવા મંડયો. આંગણે મેમાન વાળુ માટે ખોટી થાય એ આયરાણીને ન ગમ્યું.

"તમે વાળુ કરી લેશો ?" એણે ખીમાને પૂછયું.

સૌંદર્ય દર્શનમાં મુગ્ધ બનેલ ખીમાએ યંત્રવત્ હા કહી:

આયરાણીએ ભાણું પિરસ્યું. ખીમો જમવા બેઠો. પોતે શું ખાય છે અને કેવી રીતે ખાય છે એનું એને ભાન રહ્યું નહિ. ચતુર આયરાણી ખીમાની સ્થિતિનો ભેદ પામી ગઇ. પતિનો ભેરૂબંધ આવી નજરૂવાળો નિવડશે એવી એને કલ્પના પણ ન્હોતી.

ખીમાની આંખ્યે તો અંધારાં આવતાં હતાં. વિકારના ફંદામાં સપડાયલો માણસ આંધળો બને એ પ્રમાણે એ છતી આંખ્યે અંધ બન્યો. આયરાણી તાંસળીમાં દૂધ રેડવા આવી એટલે એણે એ અંધાપામાં એનું કાંડુ પકડયું.

"દૂધ કરતાંય આ હાથ ધોળો છે."

કાંડું એના હાથમાંથી ઝૂંટવી આયરાણીએ કાંડામાં પહેરેલું કણુદિયું ખીમાના કપાળમાં માર્યું.

આયરાણીનો જોરાતો હાથ, કણુદિયાની ધાર અને ઉઘાડું કપાળ એ ત્રણેનો મેળ મળતાં ખીમાના માથામાંથી લોહીની શેડું ફૂટી.

"લજા તો......"

ગુસ્સામાં આવેલી આયરાણી એને ફિટકાર આપે એટલામાં તો કાનુડો સાવજ મારીને આવી પહોંચ્યો.

ચંડિકા સમી આયરાણીને વાળુએ બેઠેલા ખીમા તરફ અગ્નિ વરસાવતી જોઇને કાનુડો થંભ્યો. પ્રસંગનું માપ કાઢવામાં એ ઘડીભર ગૂંચવાયો. એટલામાં તો ખીમાના કપાળમાંથી નીકળતા લોહીથી ખાખોચિયું ભરાયું.

"ખીમા, આ શું થયું ?"

"એના પાપનું એને ફળ મળ્યું. ભેરૂબંધની ઓને બેન સમાન ગણવી જોઈએ એને બદલે એણે મારું કાંડું પકડ્યું." ખીમાને બદલે આયરાણીએ ગુસ્સામાં હાંફતાં હાંફતાં જવાબ આપ્યો.

કાનુડો હવે બધું સમજી ગયો. એ ખડખડાટ હસ્યો.

"ખીમા, આયરાણી જેવી રૂપાળી હોય છે તેવી જ નીતિવાળી હોય છે. એવી ખબરૂં તને હોત તો તું એનું કાંડું પકડત નહિ." કાનુડાએ ભેરૂબંધ સામે મીટ માંડી.

ખીમો શરમાઇ ગયો.

"હોય—નર ભ્રમર છે. ચીથરૂં લાવ. આયરાણી એનો ગુનો માફ કર. તારે હાથે એને કપાળે પાટો બાંધ." કાનુડાએ હસતાં હસતાં આયરાણી સામે જોયું. પતિની આજ્ઞા થતાં પોતાના પછેડાનો છેડો ફાડી ઉદાર આયરાણીએ ખીમાને પાટો બાંધ્યો.

( ૨ )

મધરાત થવા આવી છે. પૂનમનું ઝોકાર જેવું અજવાળિયું જામ્યું છે. ખીમાના પ્રસંગમાં જાણે કાંઈપણ ન બન્યું હોય એ પ્રમાણે સાવજના ખબર આપવા નાજા ગઢવી પાસે કાનુડો આવ્યો. ગઢવી લાંબા પાયાના ખાટલા પર બેઠા બેઠા રૂપેરી હોકો ગગડાવતા હતા. વૃદ્ધ ચારણને શ્વેત ચાંદનીમાં મધરાતે હોકો ગગડાવતા જોઇને કાનુડાએ સોરઠો લલકાર્યો.

નાજા વડીએ નેહ,
નાજો કોઈ વડીએ નઇ;
દીપે નકળંક દેહ
સતવાદી ચારણ તણો.

જાણે કંઇપણ સાંભળતો ન હોય એમ વૃદ્ધ ગઢવી હોકો ગગડાવ્યે ગયો. કાનુડાએ ફરીવાર એનો એ સોરઠો લલકાર્યો.

"ભાઈ કાનુડા ! મારાં વખાણ તારે મોઢે ન શોભે. વખાણ

તો જેના કરવાં ઘટે એનાંજ કરવાં એ કવિઓનો ધર્મ છે. જો તું ભાથી કવિ હો તો ગઢવી દેવાણંદ વાંઘીયાના દુહા ધણેણાવી એની પાસેથી ઇનામ લઇ આવ. દેવાણંદ કાવ્યમાં સમજે છે અને કદરદાન પણ છે." નાજા ગઢવીએ હોકાની ફુંક લેતાં લેતાં કાનુડા સામે જોયું.

"દાદા, આવતી કાલેજ દેવાણંદ વાંઘીયાને બિરદાવી આવું."

મોડી રાત થયેલ હોવાથી સાવજની વાત કહી કાનુડો નેસમાં પાછો આવ્યો.

બગબગાંનો સમય થયો. ઝરડઝમ ઝરડઝમ ચાર ચાર નેતરે છાશું નેસડામાં ફેરવાવી શરૂ થઇ. ધરડધમ ધરડધમ કુંઢાળિયું ભેંસોનાં દૂધ દોવાં શરૂ થયાં. કોકિલકંઠી ચારણિયાણીઓના ઘંટીના ધણધણાટ સાથે ગીતના ઝણઝણાટ સંભળાયા. એવે વખતે દેવાણંદ વાંઘીયો ઓશરીની કોરે ધડકી પાથરી દાતણ કરવા બેઠો.

કાનુડો એ વખતે ત્યાં જઇ પહોંચ્યો અને દૂરથી દુહા ધણેણાવ્યા.

ખાલું જાય ખપે,
વાંઘીયા વાચ ભરિયું;
જહ જમવાર લગે,
દેવાણંદ ડગશે નહિ

*

પાણાના પરહાદ
જાતે દીએ જાજરા;
સારપતણો સવાદ,
દેવાણંદ ડગશે નહિ.

દાતણ કરતા દેવાણંદપર આ જુવાન ભાથી કવિની વાણીની અસર થઇ.

"માગ્ય, કાનુડા જે જોઇએ તે માગ્ય. મારા કડિયાંની કશું ત્રુટે છે"

"બાપુ હું માગીશ નહિ. તમારી ખુશીમાં આવે તે આપો." કાનુડાએ સંતોષીપણું દાખવ્યું.

"કાનુડા, મેં આજ દી સુધી કોઇને કવિતા સાંભળી ઇનામ આપ્યું નથી. આજ તારી કવિતારૂપી મોરલીએ મને મોહ લગાડયો છે. બીજું તો હું શું આપું પણ આ ખાડુમાંથી મનગમતી બે ભેંશું દૂધ પીવા હાંકી લે."

કાનુડાએ એક ભગર અને એક સાંઢી એમ બે ભેંશો હાંકી લીધી.

નેસડે આવતાં નાજો ગઢવી ભેંશો જોઈ રાજી થયો.

"કાનુડા, હવે તું બાથી કવિ ખરો. હવે એક કામ કર. શીહોરમાં ગોહિલ દાનવીર હમીરજીની પાસે એક આંટો જા."

દાદાની આજ્ઞા ઉઠાવવામાં કાનુડો શૂરોપૂરો હતો. "બાપુ વખત આવ્યે શીહોર પણ પૂગી જઇશ."

આયરાણીએ દેવાણંદને ત્યાંથી આવેલી બન્ને ભેંશુંને દોઇ એટલામાં કાનુડો આવ્યો.

"આ ભેંશુનું દૂધ કે'ય છે કે એનો માલિક સૂમ હોવો જોઇએ."

"કેવી રીતે!?" કાનુડાએ આશ્ચર્યથી આયરાણી સામે જોયું.

"પારટ હોવા છતાં એનું દૂધ પાણી જેવું નીકળે છે. જેના ધણીનું મન સાંકડું હોય એની ભેંશોના આંચળમાંનું દૂધ પાણી થઇ જાય છે."

"દેવાણંદે તો ખૂબ મોજમાં ભેંશો આપી છે."

"જો દેનારે મોજમાં આપી હોય તો લેનારમાં કંઇ ખામી હોવી જોઇએ." આયરાણી પતિ સામું જોઇને હસી.

"એટલે ?"

"તમે એનાં ખોટાં વખાણ કર્યાં હશે."

કાનુડાએ આયરાણીનું આ વચન સાંભળી માથું ખજવાળ્યું.

"કેમ મુંગામંતરની માફક ઉભા રહ્યા?"

"દેવાણંદને હું બરાબર ઓળખતો નહોતો. મેં તો દાદાજી-ના કહેવા ઉપરથી એના દુહા બનાવ્યા."

"એમાં દાદાજીનો દોષ નથી. તમે એમને વિષે પુરતી તપાસ કર્યા પછી દુહા બોલ્યા હોત તો એ ખોટા ન બનત. કોઈનાં ખોટાં વખાણ કરી જે કવિ કવિતા દેવીને અભડાવે છે એને આંગણે દૂધ પાણીમાં ફેરવાઇ જાય છે."

કાનુડાએ દેવાણંદને કહેલા દુહા ફરીથી આયરાણીને સંભળાવ્યા.

આયરાણી એ દુહા સાંભળીને હસી પડી.

"દેવાણંદની સારપુંનો સરવાળો કર્યા વિના એનાં આ રીતે વખાણ કરવાં એ તમારા જેવા ભાથી કવિને શોભે નહિ."

"પણ એ માણસ તો સારો ગણાય છે."

"એ હશે. પણ તમારી વાણીમાં વધુ પડતાં વખાણ આવી જાય ત્યારે તમારે એની હદું બાંધવી જોઇએ. હદ બાંધ્યા વિનાના કવિઓ કવિતાને અભડાવવા મંડ્યા ત્યારથી સોરઠ ધરામાંથી કવિતા ગઇ. બાકી અહીં તો કાંકરે કાંકરે કવિતા ઉછળતી."

આયરાણીના ઉપદેશનું રહસ્ય સમજી કાનુડાએ કવિતા કરવા-માં હદ બાંધી.

( ૩ )

સીહોરમાં ગોહિલ દાનવીર હમીરજીની ડેલીએ હેકડાઠઠ દાયરો જામ્યો હતો, કસુંબા પીવાતા હતા, તરહારની તાણ્યો થતી હતી, ડુંગાના થાળ ભર્યા હતા, રૂપેરી હોકા હાથે હાથમાં ફરતા હતા. હમીરજી કિનખાબની ગાદી ઉપર બેઠો હતો. કવિઓ ગીત અને દુહા બોલી બિરદાવી રહ્યા હતા.

ગીરમાંથી તુરતમાં આવેલો એક ભરવાડ દાયરામાં હાજર હતો.

એણે કવિઓની બિરદાવલી સાંભળી હમીરજી સામે જોયું.

"બાપુ, હમણાં તો ગીરમાં ચારણોને નેસડે કાનુડો ચભાડ ભાથી કવિ થયો છે."

કાનુડા ચભાડનું નામ સાંભળી એક દ્વેષી કવિ તાડુકી ઉઠયો.

"અરે એનું તો નામ છોડો!"

"કેમ, શા માટે?" હમીરજીએ આતુરતાથી પૂછ્યું,

"એણે તો એકનાં વખાણ કરી બધાને કવિતામાં હલકા કર્યા છે. ગઢડાના ફકીરા ખાચર માટે એણે જે વાણી કહી છે એથી બધાયનું અપમાન થયું છે."

"એણે શું કહ્યું છે તે તમે સાંભળ્યું છે?"

"હા બાપુ. દાયરાને સાંભળવાની ઈચ્છા હોય તો સંભળાવું."

હમીરજીની આજ્ઞા લઇ એ દ્વેષી કવિએ કાનુડાએ કહેલો દુહો સંભળાવ્યો.

**તારા કસુંબા તણા,**
**ચળુવે જળ ચીના;**
**મંડળક મરઠ થિયા**
**ફરે માંય ફકીરિયા.**

"બાપુ બધાય માંડલિકો એના કસુંબાના ચળુમાં મચ્છ થઈને ફરે એવી અઘટીત અતિશ્યોક્તિ કરી એણે બધા રાજાને હીણપદ લગાડયું કહેવાય."

હમીરજી થોડા વખત મૌન રહ્યા.

"એણે જો એવું કહ્યું હોય તો હું જ્યારે એ કાનુડા ચભાડને બાળીશ ત્યારે જરૂર મારીશ."

દાયરો ઉઠયો. હમીરજીની આ પ્રતિજ્ઞા વાયે વાત પહોંચે તેમ

ગીરમાં પહોંચી. ફરતી ફરતી એ વાત ભેંશો ચારતા ચારણોમાં જઈ પહોંચી.

"દીહોરના દરબાર હમીરજી ગોહિલ તને જ્યારે ભાળે ત્યારે મારશે એવું પણ એમણે લીધું છે."

ભેંશું ચારતા ચારણને મુખે આ વાત સાંભળી કાનુડો બોલી ઉઠયો:

"વીહાભાઈ, ઇ ખોટી વાત છે. એક દિવસે ચારણ કવિઓને બાર બાર ગામ બક્ષીસ દેવાવાળો હમીર મારા જેવા કવિ ઉપર ઘા કરે જ નહિ. માતાને સંતોષ પમાડવા જેણે પોતાના ભાગનો ગિરાસ પણ મોટાભાઇ સરતાનજીને ચરણે ધરી દીધો એવો દયાળુ હમીર હું જેવા કવિ ઉપર ઘા કરેજ નહિ. મારે ઘણા દિવસથી હમીરજીને મળવા જવાનો વિચાર છે. નહિતર મોડો જાત પણ હવે તો કાલ્યજ અહીંથી હાલવું છે."

મોટે ભળકડે કાનુડો દીહોર તરફ રવાના થયો. રસ્તામાં હાથિયાભાઇનું ગામ આવ્યું. હાથિયોભાઇ પોતાની ડેલી પાસેની હાટડીએ ઉભા હતા. દૂરથી કાનુડાને ભાળી એ હાટડીની અંદર ચાલ્યા ગયા પણ કાનુડાનું એના તરફ બરાબર ધ્યાન હતું.

"શેઠ, દરબાર હાથિયોભાઈ ઘેર છે ને ?" કાનુડે મેતાને પૂછયું.

"ના ભાઇ, હાથિયોભાઇ તો ગામ ગયા છે." હાથિયાભાઇએ શીખવી રાખેલ હોવાથી મેતાએ જવાબ આપ્યો.

"ખોટી વાત, શેઠ !"

**એડો તાપ કવેશરા, કોણે સહ્યો ન જાય,**
**કીડી કેરા દરમાં હાથી ગયો સંમાય"**

કાનુડે ઉભતનો દુહો કહી દીધો. પછી તો હાથિયાભાઇએ કાનુડાને તેડાવ્યો, પણ કાનુડે કહ્યું કે: "હું જેની ઉભત બનાવું છું તેને ત્યાં દાનની કે રોટલાની જીંદગીભર ઇચ્છા રાખતો નથી."

મુસાફરી કરતો કરતો કાનુડો દીહોર ગોહિલ હમીરજીની ડેલીએ પહોંચ્યો. કાનુડો ચબાડ નામ સાંભળતાં દરબારી વાળંદ દરબારને વધામણી દેવા દોડ્યો.

"બાપુ! બાપુ! જેને તમારે ઠાર મારવો છે તે કાનુડો ચબાડ આયર કવિ આવ્યો છે. બાપુ એને મારી નાખો ત્યારે તેનું નવું ધોતીયું મને બંધાવજો હો!" વાળંદે વધામણી અને ઇનામ બન્ને એક સાથે સંભળાવી દીધાં.

દરબાર કંઇ બોલ્યા નહિ. ધાવડાની ગોબી ઉઠાવી ધમધમધમ ડેલીની મેડીનો દાદરો ઉતરવા લાગ્યા.

કાનુડાને એમ થયું કે એને મારવા માટે હમીરજી આવે છે ત્યારે એણે દુહા લલકારવા શરૂ કર્યા:

**થર આંબા શર કોકિલા, ડગણુ પાણી ડઠ,**
**રાજે હામુ રાજીઓ અયો ધરા સોરઠ. ૧**

[ ભૂમિપર આંબા, આંબા ઉપર કોકિલા, ડગલે ડગલે પાણી, જ્યાં હમીરજી રાજ કરે છે એવી સોરઠ ભૂમિ છે. ]

**ડાળય ઝંઝેડે ફળડરી, પનઝેરે પંખીયાણુ,**
**હામુ ગોવરધનરો, રતી ન વરસે રાણુ: ૨**

[ કેટલાક ડાળો હલાવે, પંખીઓ પાંદડા ખેરે તોય ગોવિંદજીનો પુત્ર હમીરજી ક્રોધ કરે નહિ. ]

**હેકણુ કોર ખલક હે હેકણુ કોર હમીર;**
**તોય ભારે ગોવિંદતણુ, મોટા ઢાળણ મીર: ૩**

[ ત્રાજવાની એક બાજુએ હમીરજી અને બીજી બાજુએ આખી ખલક એમ તોળીએ તોય ગોવિંદજીનો પુત્ર હમીરજી મોટા અમીરોને ઢાળવાવાળો ભારે થાય છે. ]

**ખાખર ચડી ન જાણુતા, તે ચડીયા તોખાર;**
**હામુ ગોવરધન રા, તો હાથા બલિહાર. ૪**

[ જે કવિઓ ખાખરાની ઉપર ચડવાનું જાણતા નહિ તેને તેં ઘોડા ઉપર સ્વારી કરાવી. માટે હે ગોવિંદજીના પુત્ર હમીરજી તારા હાથની તો બલિહારી છે. ]

**માડી જણ્ય તો એડા જણે,**
**જેડા સત્ર સલ હામા;**
**આભે થાંભા દીયણા,**
**જગ રાખણ નામા. ૫**

[ માતા જો જન્મ આપ્ય તો સરતાનજી અને હમીરજી જણજે, કે જે એક દી આભ ખડેડયો હોય તોય ટેકો દીએ અને જગતમાં નામ રાખે. ]

**દીહોર દિલ્હી સારખ્યું, કુકડ કાશમેર;**
**હામુ અકબર શા હુવો, કાંઇક ફોજામાં ફેર. ૬**

[ દીહોર ગામ છે તે દિલ્હી શહેર જેવું છે. કુકડ છે તે કાશ્મીર જેવું છે. હમીરજી છે તે અકબરશાહ જેવા છે. ફક્ત કાંકય લશ્કરમાં ફેર છે. ]

**હામુ આંગણુ જળ હુવા, કચ્ય કે ચળુ કરંત;**
**માસ મલપે ધણ પીએ, બેડા માંય તરંત. ૭**

[ હમીરજીને આંગણે એટલા બધા મિજમાનો હોય છે કે જેના ચળુમાં માછલાંઓ ફડાકા ખાય છે, ઢોરો પાણી પીએ છે અને વહાણુ તરે છે. ]

કાનુડાની વાણી સાંભળી હમીરજી તાજુબ થયો.

" ઓ હો હો હો. કાનુડા તેં તો કવિતામાં હદ કરી. " ક્રોધના બદલામાં ઘણાજ પ્રસન્ન થઈ હમીરજીએ કહ્યું અને ઉપાડેલ ગોબી વાળંદ ભણી ફેંકી. ધોતીયાના બદલામાં વાળંદને ગોબીનો ઘા મળી ગયો.

" બાપુ, હદ તો તમે કરી. લ્યો મારી નાખો. ફકીરિયા

ચારણનો દુહો કેનાર કાનુડો કવિ આપની સન્મુખ ઉભો છે." કાનુડા ચમાડે હસતાં હસતાં હમીરજી સામે જોયું.

" કાનુડાં માગ્ય, કંઈ બક્ષિશ માગ્ય. મેં તને અહીં લાવવા માટે આ યુક્તિ કરી હતી."

" બાપુ, બીજુ શું માગું ? જીવતદાન આપો એટલે બસ !" કાનુડો ખડખડાટ હસ્યો.

હમીરજી બાથ ભરી કાનુડાને રામરામ કરી મળ્યા. એક મહિનો કાનુડાને દીહોરમાં હેતથી રોકયો. સારૂં ઈનામ લઇ વિજયશ્રી વરી કાનુડો ગીરમાં પાછો આવ્યો.

---

# જોગમાયા

દેસ વદેસા ડુંગરા, વળી ગોતું બંકા ગામ;
આઇ આગેવાન, જ્યાં જાવ ત્યાં જાનબાઇ.

× × ×

આવડ તું અવતાર, જાનલ થઇ જગમાંય;
રાતડિયો રણુ રોળીયો, વાતડીઓ વંચાય.

" રણમલ, સામે દેખાય એ ટીંબો ક્યાંનો ?

" દેરડીનો."

" પેલી જાનબાઈ રહે છે એ જ કે ? " ગાયકવાડી સૂબાએ પોતાના કાઠિયાવાડી અંગરક્ષકને પૂછ્યું.

" સૂબા સાહેબ, જાનબાઇ તો જોગમાયા જેવાં છે. કાઠિયાવાડની ભૂમિમાં જગદંબાએ સાક્ષાત અવતાર લીધો હોય એવાં એ ચારણ કુળને ઉજાળનાર શક્તિ સ્વરૂપ છે."

" તમે કાઠિયાવાડીઓ બધા ઘેલા લાગો છો. તમને જ્યાં જુઓ ત્યાં દેવ અને દેવીઓ જ દેખાય છે." સૂબો સહજ તિરસ્કારથી હસ્યો.

" સૂબા સાહેબ, આપને એક વાત સ્પષ્ટ કહી દેવામાં હું મારી ફરજ સમજું છું. કે આ આઇ જાનબાઈ વિષે લેશપણ હસવામાં માલ નથી. એના પરચા અમારા પંથકમાં બહુ ભારે છે."

" પરચા ! ! !...હી...હી...હી...હી..." હાથીની અંબાડી પર બેઠેલો ગાયકવાડી સૂબો વધુ જોરથી હસ્યો.

" આપ હસો છો, પણ જ્યારે આપ એ જોગમાયાના પરચા સાંભળશો, ત્યારે આપને પણ કબુલ કરવું પડશે કે કાઠિયાવાડની ભૂમિમાં જ આવી શક્તિઓ પાકે છે."

" પણ હું તમારા એ પરચા બરચામાં માનતો જ નથી. એવા વહેમથી તો દેશનું સત્યાનાશ થયું છે અને થશે."

" આપ માનો કે ન માનો પણ પરચા સાંભળવા જેવા છે."

" તારે કહેવા હોય તો કહે બાકી મને એમાં લેશપણ શ્રદ્ધા નથી."

" સૂબા સાહેબ, આપ ભલે બીજી બધી વાતોને વહેમ કહેતા હો પણ જાનબાઇ વિષે તો આપે માન રાખવું જ પડશે." રણમલે સહજ ભારપૂર્વક કહ્યું.

કાઠિયાવાડમાં ચારે તરફથી યશ કલગીને વરેલો આ યશસ્વી ગાયકવાડી સૂબો ફતેહસિંહરાવ રણમલની સામે હવે ખડખડાટ હસી પડયો.

" રણમલ, તમે લોકો કાઠિયાવાડ આમ જ ગુમાવવાના છો—

—પણ લે તારી બહુ જ ઇચ્છા છે તો હવે એ ચારણિયાણી માટે જે કાંઇ કહેવું હોય એ કહે."

" સાહેબ, મારે બીજું કહેવાનું શું હોય. હું તો માત્ર કાઠિયાવાડની આ પરમ વિભૂતિનું આપ અપમાન ન કરી બેસો એટલા માટે જ આપનું લક્ષ ખેંચું છું."

" ચાલ એ વાત મૂકી દે. એ ચારણિયાણીએ જે કંઇ પરચા બતાવ્યા હોય એમાંનો છેલ્લામાં છેલ્લો કહી નાખ."

" છેલ્લામાં છેલ્લો પરચો તે, આતાભાઇએ ચિતળ બાંગ્યું, અને ત્યાંથી એના સ્વારો તથા ઘોડાં પાણી વિના હેરાન થતા આ

પ્રદેશમાંથી નિકળ્યાં અને દેરડી આવતાં આઇએ એક નાના વીરડા-માંથી પાંચસો સ્વાર અને એનાં ઘોડાંઓને પાણી પાયું."

"એમાં ચમત્કાર શું? વીરડામાં પાણી હોય તો તું અને હું પણ એ પ્રમાણે પાંચસોને બદલે હજારને પાઇ શકીએ."

"સાહેબ, પણ વીરડામાં એક ઘડો ખૂપે એટલું પાણી હોય અને આઇનો ઘડો અડતાં પાણી અખૂટ થઇ જાય એ પરચો નહિ તો બીજું શું કહેવાય!?"

( ૨ )

ફતેહસિંહરાવે દેરડીના ટીંબા આગળથી જ્યાં આઇ જાનબાઇનો નેસ હતો એના પર તોપો મંડાવી. રણમલે અને બીજા એના સૈનિકોએ એને ઘણો વાર્યો પણ એને તો આ ચારણિયાણીનો પરચો જોવો હતો.

દેરડીના ટીંબા ઉપર તોપો ગોઠવાઇ ગઇ. ફતેહસિંહરાવે તોપચીઓને હુકમ કર્યો કેઃ "એ નેસડાનાં ઝુંપડાઓ ઉડાવી દયો."

તોપચીઓએ નેસડા તરફ દ્રષ્ટિ કરી તો એમની આંખ્યોનાં તેજ ઓસરી ગયાં અને સર્વત્ર કાળું કાળું દેખાય એવો અંધકાર આડે આવી ઉભો.

"સૂબા સાહેબ, આંખનું તેજ ગયું." એક તોપચીએ બૂમ પાડી.

"કાય મનતે, વેડા ઝાલાસ કાય?"

બૂમ પાડતો ફતેહસિંહરાવ પોતે તોપચી નજદીક આવી ઉભો અને નેસડા તરફ નજર ફેંકી.

તોપચીઓની આંખનાં તેજ ગયાં હતાં, પણ ફતેહસિંહરાવને તો કંઇક જુદું જ દ્રષ્ય દેખાયું. એણે પોતાની આંખ્યો એક વખત, બે વખત, ત્રણ વખત ચોળી જોઇ પણ જે દ્રષ્ય પહેલાં દેખાયું

એનું એ દ્રષ્ય એની આંખ આગળ ફરીવાર ખડું થઇ ગયું. નેસડાને બદલે જાણે કોઇ લોખંડી બુરજ હોય એવા એવા કિલ્લા અને એના કોટ કાંગરા ફતેહસિંહરાવની નજરે દેખાયા.

ફતેહસિંહરાવ લડવૈયો હતો તેમજ મુત્સદ્દી પણ હતો. એણે કળવકળથી કાઠિયાવાડમાં ગાયકવાડી સત્તાની જમાવટ કરી હતી. એ હઠીલો હતો, છતાં પ્રસંગ આવ્યે નરમ થઈ જવામાં પણ માનતો હતો.

" તોપો ઉતારી લ્યો. " તોપચીઓને એકાએક ફતેહસિંહરાવે સર્વની અજાયબી વચ્ચે હુકમ કર્યો.

રણમલને આમાં સહેજ પણ અજાયબી ન થઇ. એ સમજી ગયો કે આઈ જાનબાઇએ આ ગાયકવાડી સૂબાને જરૂર કંઇક પરચો બતાવ્યો હોવો જોઇએ.

પોતાનો એ સરદાર હવે શું હુકમ છોડે છે એ સાંભળવા સૌએ થોડીવાર મૌન સેવ્યું.

" રણમલ, આપણે એ જાનબાઈના નેસડા તરફ જવું છે. તું અને ઘોડેસ્વારો સાથે ભલે આવો."

હાથીની અંબાડીમાં બેસી એ ગાયકવાડી સૂબો નેસડા તરફ આગળ વધ્યો.

પ્રાતઃકાળનો પ્રથમ પહોર હતો. પંખીઓના કલરવ સાથે નેસડામાં થતી છાશુંના ધમકારથી વાતાવરણ મીઠું લાગતું હતું.

આઈ જાનબાઇ સાંગામાંચી પર બેસી છાશ પરથી માખણ ઉતારતાં હતાં. એટલામાં એક ઘોડેસ્વાર મારતી ઘોડીએ નેસડા પાસે આવ્યો.

" જાનબાઇ કોણ ? " દૂરથી એણે પડકારો કર્યો.

" હાલ્યો આવ, હાલ્યો આવ, કોણ છો ? "

" ગાયકવાડી સૂબા સાહેબ પધારે છે."

"એને આંઈ બોલાવ, આંઈ બોલાવ." આઇએ માખણ ઉતારતાં ઉતારતાં સહેજ હસીને કહ્યું.

ઘોડેસ્વારને જાનબાઇના આ ઉત્તરમાં સૂબાનું અપમાન થતું લાગ્યું. પણ આઈ જાનબાઈના ઘણાય પરચા એણે રણમલ પાસેથી સાંભળ્યા હતા એટલે આઇને કંઈ વધુ કહેવામાં એને પોતાના જીવનું જોખમ લાગ્યું.

સૂબાનો હાથી નેસડા નજીક આવી પહોંચ્યો. પણ આઇ તો માખણ ઉતારતાં બેસીજ રહ્યાં.

હાથીને છેટે ઉભેલો જોઇ જાનબાઇએ પડકારો કર્યો:

"કાં ઉભો રીયો? હાલ્યો આવ દીકરા."

ફતેહસિંહરાવ પણ આ હુકમને તાબે થયો અને હાથીને ઠેઠ જ્યાં જાનબાઇ બેઠાં હતાં ત્યાં લઈ જવામાં આવ્યો.

"અંબાડીમાંથી ઉતરીશમાં હો! ત્યાંજ બેઠો રહેજે." બોલતાં બોલતાં જાનબાઇએ પોતાના પછેડાને છેડે માંખણવાળા હાથ લૂછ્યા અને પછી માંચીએ બેઠાં બેઠાં જ સર્વની અજાયબી વચ્ચે પોતાના હાથ વધારી હાથીની અંબાડી પર બેઠેલા સૂબાનાં વારણાં લીધાં.

ફતેહસિંહરાવને જોગમાયાના લાંબા થયેલા હાથ જોઇ અતિ અજાયબી લાગી. એ ઉતાવળે હાથીપરથી નીચે ઉતર્યો અને જાનબાઇના ચરણમાં પડી ગયો. અત્યાર સુધી ચારણિયાણીની વાતો એને ટાઢા પહોરની ગપ જેવી લાગી લાગી હતી એ માટે એણે મને, વચને અને કર્મે જાનબાઇની માફી માગી લીધી.

"આઇ, હું તમારી શી સેવા કરી શકું?"

"તું ઘણું કરી શકે. જો મારે આ દેરડી ગામ વસાવવું છે, એમાં મારે તારી સહાય જોઇશે."

આઈ સાથે એ વિષે વધુ વાતચીત કરી સૂબાએ દેરડી અને

એની આસપાસના પ્રદેશની કુલ જમાબંધી માફ કરનારો એક પટો લખી આપ્યો. અને જાનબાઇએ સંવત ૧૯૭૯ માં દેરડી ગામ બાંધ્યું.×

( ૩ )

"આઇ તમે બધું ભલે કરો પણ ઢેડ ભંગી અને બ્રાહ્મણ એક આરે પાણી પીએ એ મને નથી ગમતું."

"કાં નથી ગમતું? ઢેડ ભંગી એ શું ભગવાનનાં બાળકો નથી?"

"આઇ, ભગવાનનાં બાળકો તો સૌ છે પણ નીચ ઉંચના ભેદ છે એતો ખરૂં ના?"

"નીચ ઉંચના ભેદ જે દી ભગવાનને ઘેર થશે તે દિવસે ભગવાનને માટે બીજું કંઇક કહેવાશે."

"આઈ, આવી હઠ કરવી ઠીક નહિ. બધાયને આ આભડ-છેટમાં બોળી દેવાનું પાપ આપણે ખોરડે બેસશે."

"રાણા, આજે બોલ્યો તો બોલ્યો પણ આવું વેણ ફરી બોલીશ માં. તું મારો દીકરો છે એટલે એમ સમજીશમાં કે તું મારો ધણી થઈ ગયો." જાનબાઇની આંખ પોતાના દીકરા સામે ચડી.

રાણો બબડતો બબડતો સીમમાં ગયો. અને પોતાના ભાઇ બાવાભાઇ આગળ આઇની ફરીયાદ કરી.

રાણો સ્વભાવે બહુજ ઉતાવળીયો હતો અને ઉતાવળીયા

---

× સમરથ ગાયકવાડ સૂબો આવ્યો ફતેહસંગ ચડી,
શીર ચમર છત્ર ધરે રડી બંબ નોબત રડી,
તે દિન લીધાં વારણાં કર વધારી કરી અદભુત કીરતી,
જગદંબ જે જે દેવ નજક જોત જગમાં જાગતી.

સ્વભાવને લીધે વખતો વખત ઘણા પ્રકારની ભૂલો એ કરી નાંખતો. રાણાની પત્ની ધાનબાઇ પણ સાસુના જેવી જ જોગમાયા હતી.

ચારણિયાણીનાં પવિત્ર તેજ ધાનબાઇને વર્યાં હતાં. અંગે અંગે સતીત્વ અને સ્ત્રીશક્તિના પરચા બતાવતી ધાનબાઇ માટે જાનબાઇને ઘણું ઘણું માન હતું. સાસુ વહુની આ જોડલી મા દીકરી જેવી લાગતી અને વહુને સાસુની શક્તિઓ માટે જેટલું માન હતું તેટલુંજ સાસુને વહુની પવિત્રતા માટે માન હતું. ઘણી વખત રાણો જ્યારે ધાનબાઇનું પ્રસંગે પ્રસંગે અપમાન કરી બેસતો ત્યારે જાનબાઇ એને ઠપકો આપતાં અને કહેતાં: "દીકરા સ્ત્રી એતો શક્તિ છે. એનાં આવાં અપમાન ન હોય. અને જે દી સ્ત્રીનાં અપમાન પુરૂષ કરતો થશે તે દી દેશમાંથી લક્ષ્મી ઉઠી જવાની."

રાણાને આ વાતો ગમતી નહિ. ધાનબાઇનો પક્ષ લઇને જ્યારે જ્યારે જાનબાઇ રાણાને વઢતાં ત્યારે ત્યારે એ મનમાં સમસમી રહેતો; પણ આસ્તે આસ્તે એણે છૂટ લીધી અને જ્યારે પણ વહુનો પક્ષ લઇ જાનબાઇ બોલતાં ત્યારે રાણો કહેતો કે: "માડી, એ મારી બાયડી છે. એને હું ગમે તે કહું તેમાં તમારે વચ્ચે આવવું નહિ." જાનબાઇ આ શબ્દો સાંભળી લે તેવાં નહોતાં. એ કહેતાં; "ચાલ ચાલ બાયડીવાળા! ઘરની દેવીને જેમ તેમ બોલતાં શીખ્યો છે તે કોઇ દી ખબરૂં પડશે કે સ્ત્રીશક્તિનું અપમાન એ કંઈ નાની સુની વાત નથી. જે દી સ્ત્રી રૂઠશે તે દી સારોયે સંસાર પણ ખાખ થઇ જશે, સમજ્યો?"

આ બધી વાતો આજે રાણાએ બાવાભાઈ પાસે કરી અને ઉમેર્યું કે: "આઇને તમે કહી દેજો કે હવે એમનાં કેટલાંક વર્તન હું ખમી શકતો નથી."

બાવાભાઇએ પોતાના ભાઇને શાંત પાડ્યો અને સમજાવટથી કહ્યું કે: "રાણાભાઈ આપણી મા કોણ છે એ તમે જાણો છો?

આવાં જોગમાયાના કામમાં આપણે આડા આવવું એ આપણા નાશને નોતરવા જેવું છે."

"પણ ઢેડ ભંગી એક આરે એક વાવમાં પાણી પીએ એ શું તમને ઠીક લાગે છે ?"

"હું તો માનું છું કે આઇનો શબ્દ એટલે પ્રભુનો શબ્દ."

"એવી આંધળી ભક્તિ મને નહિ પાલવે."

રાણો ગુસ્સાથી લાલચોળ થયો.

"ભાઈ શાંતિ રાખ. આઈનું અપમાન કરવામાં માલ નથી."

"મને એ શું કરશે ?" રાણાએ ત્રાડ નાખી.

"શું કરશે એ આપણે ન જાણીએ પણ જોગમાયા એટલે જોગમાયા."

"જોગમાયા કે ડાકણ...... ?"

"હં હં. ભાઈ માતાજીને ડાકણ કહેવાય ? મહાપાપ પડશે. ફરી આવાં વેણ ભગવાનને ખાતર બોલીશમાં હો ?"

( ૪ )

આઈ જાનબાઈ રેંટીયો કાંતતાં હતાં. કૌશલ્યાની સીતા સરીખી ધાનબાઈ પોતાની સાસુ પાસે બેઠી હતી, એટલામાં રાણાએ બહારથી બૂમ પાડી:

"કાં વાતુડી, હવે ઉઠવું છે કે નહિ ? મને રોટલો આપ,"

રાણાની આ ભાષા જાનબાઇને ગમી નહિ એટલે ધાનબાઈને બદલે એણે જવાબ આપ્યો: "આવે છે."

આ રીતે બેત્રણ વખત રાણાએ બૂમ પાડી અને જાનબાઈએ જવાબ આપ્યો કે 'આવે છે' એથી રાણાનો ગુસ્સો વધ્યો અને ઉતાવળો આવી ધાનબાઈનું બાવડું ઝાલીને એને ઉપાડી.



ચિત્રકાર : ] જોગમાયા [ રા. હરિલાલ ત્રિવેદી

ધાનબાઈને જોરથી ઢસરડી... પૃષ્ઠ ૧૩૭

"માડી રાણા, મુકી દે, પોતાની ઘરની સ્ત્રીનું આમ અપમાન ન કરાય."

"ચૂપ રહે આઈ, એ મારી બાયડી છે, એનું હું ફાવે તે કરીશ." રાણાએ હાથ પકડીને ધાનબાઇને ખેંચી.

"રાણા મુકી દે! કહું છું કે મુકી દે! સ્ત્રીનું આવું અપમાન હું નહિ સાંખી શકું."

"આઈ, તેં એને બહુ મોઢે ચડાવી છે. તારા જેવી મોઢે ચડાવનારી સાસુઓ વહુને મળશે તો કોઈ વહુ એના વરની દરકાર નહિ કરે."

"રાણા, ભૂલ ખામાં! સાસુ અને વહુ એટલે મા દીકરીનો સબંધ—તેમાંય વહુને તો હું ઘરની લખમી માનું છું. તારા જેવા અનાડી પુરૂષો આવી લખમીને લાત મારે અને જો મારા જેવી સાસુ એ જોઈ રહે તો પૃથ્વી રસાતાળ જાય."

"ચાલ બેઠી થા!" રાણાએ આઇનું કંઈ પણ ન સાંભળતાં ધાનબાઈને જોરથી ઢસરડી.

"રાણા મૂકી દે! ફરીવાર કહૂં છું કે એને મુકી દે!" સત્તાવાહક અવાજે બેઠાં બેઠાં આઇએ રાણાને હુકમ કર્યો.

"અને ન મૂકું તો તું શું કરીશ?"

"કહું છું કે મુકી દે!"

"આઇ તારાથી એમ હું ડરવાનો નથી. તેં ઓલા ગાયકવાડના સૂબાનાં હાથ લાંબા કરી દુખણાં લીધાં તેથી તું પોરસાઇ ગઇ હો તો ભૂલી જજે......"

"એક પણ શબ્દ વધુ બોલીશ માં.—કહૂં છું કે ધાનબાઇનો હાથ છોડી દે."

"નથી છોડતો. બોલ તું શું કરવાની છે?" રાણાએ આઇ સામે ત્રાડ પાડી.

"રાણા ભારે થશે હો. મારી જીભમાંથી કંઇ બોલાઇ જશે તો પરિણામ બહુ વિપરીત આવશે હો!"

"આઇ, એમ મને ડરાવ માં, હું તારે ડારે ડરવાનો નથી. તેં પરચા બતાવી બ્રાહ્મણ અને ભંગીને એક આરે પાણી પીતા કીધા એમાં તું બહુ મોટાઈ માનતી હો તો ખાંડ ખા ખાંડ! તું તો ડાકણ છો ડાકણ, અને ડાકણ તરીકે મને ડરાવતી હો તો..."

"ખબરદાર એક પણ શબ્દ બોલ્યો છો તો. તારા જેવા દીકરા-વિહોણી હું ક્યારે થાઉં?" માતાજીની શ્વાસની ધમણ વધી, અને ફરી પાછાં એ બોલ્યાં: "રાણા રાત ઉતર તો જાણજે કે છોકરી બોલી'તી."

"હં...હં...હં...મા આ શું કર્યું....જોગમાયા...હું માફી માગું છું." ડુસકાં ભરતાં ભરતાં ધાનબાઇએ જોગમાયાના પગ પકડ્યા.

× × ×

જોગમાયાનાં વેણ સાચાં પડ્યાં. રાતના પેટ નાંખીને રાણો-ભાઈ પાંચ વાગે મુવા. આખાય પંથકમાં રાણાભાઇએ માતાનું કરેલું અપમાન અને માતાના શાપ વિષેની વાતો વિજળી વેગે પ્રસરી ગઇ.*

---

* આજે એ રાણા આપાની ખાંભી વાવની નજદીકમાંજ છે. દેરડીની આ વાવને આરેથી આજે પણ નાગર, બ્રાહ્મણ, વણિક અને ઢેડ ભંગી સૌ પાણી ભરે છે. ત્યાં એ પ્રકારની આભડછેટ ધાનબાઈના વખતમાં ન્હોતી અને આજે પણ નથી. એ એ વાવની વિશિષ્ટતા છે

# ભતવારી

"પરબત! પરભુએ એ ભતવારીને નવરે દી'એ ઘડી છે."

"ઇ હું જોઉં નહિ ત્યાંસુધી માનું નહિ."

"પણ તું જોઇશ ત્યારે તને તો એમ જ થશે કે જો એ કણબણ હોય તો આજે જ ઘરમાં બેસાડું."

"ઇ કેવી છે?"

"ચારણિયાણી."

"જાળવજે કાનિયા, ચારણિયાણી સામે નજરૂં માંડવી એટલે સરપના દરમાં હાથ નાંખવો!" પરબત ચારણિયાણીનું નામ સાંભળી ચોંકયો.

"એમાં કંઇ નથી. હું જ્યારે એને મળ્યો ત્યારે ઇ પણ મારી સામે હસી હતી. શું કહું પરબત, એ જ્યારે હસે છે ત્યારે સો સો ઘીના દિવાની જયોતું પ્રગટી હોય એવું તેજ એના મોઢા પર તરી આવે છે."

"એટલા જ ખાતર કહું છું કે ચારણિયાણીની સામે જોતાં સંભાળજે. શાપબાપ આપી દેશે તો માર્યો જઇશ."

"આવો ને આવો નમાલો જ રી'યો ? ભલા માણસ, એ મીંઢડીની મીઠી મોજું આગળ જીવન આખું ડૂલ થાય, તો ભલે થાય—પણ હાય હાય શું એની ચાલ ! જ્યારે મદઘેલી હાથણીની માફક એ બરડા ઉપર ચડે છે ત્યારે ઓંતરસેં બરડો જાણે ઝળાંઝળાં થઈ જાય છે."

"દીવાનો થીયો લાગે છે !" પરબત કાનિયા સામું જોઇને હસી પડ્યો.

"ભલભલા દેવતાઓ દીવાના થઇ જાય એવાં રૂપ રોજ રોજ નજરે આગળ આવે, તાતાં તીર શરીરની આરપાર નીકળી જાય એવી હૈયું વીંધી નાંખનારી આંખ્યોના માર રોજ પડે, પછી દીવાના ન થઇએં તો શું કરીએં ?"

"દીવાનો થા એમાં જરાય વાંધો નથી. પણ વાણિયા બ્રાહ્મણનાં ઘર વિચારીને વાતું કરવી. યાદ રાખજે ચારણિયાણી એટલે શેશુદ્ધ નાગણી !"

"વળી એની એ વાત કરી ? એ નાગણી પણ મારી મોરલીએ નાચતી આવે તો ?"

"સાંભળ, ઓલો એભો મેર ચારણિયાણીની પાછળ પાછળ પડ્યો'તો તે કોઢીયો થઇને મુવો, ઓલો ખીમો આંતરોલીયો ચારણિયાણીની ભાતિગર ચુંદડીમાં ગાંડો થીયો'તો તી ધાનધાન ને પાનપાન થઇ ગયો, ઓલો અળશી વાઢેર ચારણિયાણીને ચાળે ચડયો'તો તી જીવતો ને જીવતો બળી ગયો......"

"અરે જો ! ઇ રૂપનું ગાડું હાલ્યું આવે." કાનિયાએ પરબતને બોલતો અટકાવી એનો હાથ પકડી આંબાની ઓથે એને ખેંચ્યો:

ચારણોના નેસડા બરડાની તળેટીમાં એ વખતે મોટા પ્રમાણમાં હતા. એ નેસડાઓમાં સાતભાયા માલધારી ચારણોનો નેસ એટલે

મોટામાં મોટો નેસ. સો સો ભેંસું એ નેસમાં હિલોળા દેતી. સૂરજ મારાજ બરડાની ટેકરીઓને સોનાની બનાવી દે'ય એ પહેલાં તો એ નેસડો છાશુંના ધમકારાથી ગાજી ઉઠતો. એ સાતભાયા ચારણોમાં સહુથી નાનો વાજસૂર રોજ વહેલો ઉઠીને બરડામાં ઘાસ વાઢવા જતો. પતિને ભાત પહોંચાડવા મીઠી નેસડામાંથી નીકળી સીધી ડુંગર પર જતી. આદિત્યાણાનો જુવાન કણબી કાનિયો મીઠી પાછળ ગાંડો થયો હતો. રોજ એ મીઠીના રસ્તામાં બેસતો. મીઠીને જ્યારે ભાત લઇને આવતી એ જોતો ત્યારે એને આખોય બરડાનો ડુંગર પથ્થરનો નહિ પણ સોનાનો લાગતો. પહેલાંતો મીઠી પણ આ કણબી સામું જોતીજ નહિ. રોજ રોજ એકનો એક માણસ ડુંગર પર ચડતાં સામો મળે એ દ્રષ્ટિએ મીઠીનું ધ્યાન એક વખત આ જુવાન કણબી પર પડયું. પહેલાં બેયની નજર એક થઈ, પછી હોઠ ખુલ્યા અને હવે તો જ્યારે જ્યારે એ બંન્ને મળતાં ત્યારે મીઠી બે ઘડી ઉભી રહી હસતે ચહેરે આ યુવાન પટેલ સાથે વાતો કરતી. ભાઇ ને બહેન હસે એ ભાવે મીઠી કાનિયા સામું હસતી અને કાનિયો એ હસવાનો પોતાને ફાવે તેવો અર્થ કરી મીઠી આજકાલમાં પોતાની થશે એમ માનતો થઇ ગયો. આજે પોતાના ભેરૂબંધ પરબતને પોતાની મીઠી બતાવવા મીઠીના રોજના રસ્તામાં કાનિયો વહેલો વહેલો આવ્યો હતો.

( ૨ )

વીજળીનો ઝબકારો થાય તેમ મીઠીને પગલે પગલે કાનિયાના હૈયામાં ઝબકારા જાગતા હતા. ડુંગર પરનું સૃષ્ટિસૌંદર્ય માણતી મીઠી રોજના નિયમ મુજબ માથે ભાત લઈ ધીમે પગલે ડુંગરની કેડી પર ચાલી આવતી હતી.

પગલે પગલે જુવાનીની જ્યોત પ્રગટાવતી, ઓઢણાને છૂટે છેડે શરીરનાં ઘાટીલાં અંગ ઉપાંગોને ઓપાવતી, મલપતી ચાલે

ચાલતી એ મીઠીને જોઈ કાનિયા સાથે આંબાના થડની આડે ઉભેલા પરબતનું મન પણ પાણી પાણી થઈ ગયું.

"રૂપમાં તો ભારી!"

"કાં દીકરા જોઈ? ભલભલા સંત મહંત પણ ઉભા થઇ જાય એવું છે ના?" કાનિયાએ પરબતનો હાથ દાબ્યો.

જેમ જેમ મીઠી પાસે આવતી ગઈ તેમ તેમ કાનિયાને મસ્તી ચડતી ગઈ.

"કેમ પરબત, એ મીઠાં વેણ સાંભળવાં છે?"

"સંભળાવ તો સારૂં." પરબત નરમ ઘી જેવો ઓગળતો જતો હતો.

મીઠી વધુ પાસે દેખાઈ. એ ચાલતી ચાલતી મનમાં ને મનમાં ધીમે ધીમે પણ મીઠી હલકે ગુંજતી હતી :

**જમો તો જમાડું**
**હો, જીવણ વહાલા;**
**લાવું તાંદરિયાની ભાજી**
**જમો તો લાવું તાજી;**
**હો, જીવણ વહાલા.**
**સાટા જલેબી ને ખાજાં**
**જમો તો લાવું તાજાં**
**હો, જીવણ વહાલા.**

મીઠીનું મોઢું જોવામાં તલ્લીન બનેલો પરબત ધીમે ધીમે ભાનભૂલો થતો જતો હતો. એ ઘડી પહેલાં કાનિયાને ઉપદેશ આપતો પરબત મનુષ્ય સ્વભાવની નબળાઇઓને વશ થઇ મીઠીના આ 'જીવણ વહાલા' શબ્દોમાં વધુ ઘેલો થયો.

"કાનિયા, તારે આમ છુપાવું શા માટે જોઇએ? હાલ્ય હાલ્ય એ મીઠીના મોઢાનાં બે વેણ સાંભળવાનું મને પણ મન થયું છે." પરબતે કાનિયાનો હાથ ખેંચ્યો.

બન્ને જણા કેડી આગળ આવ્યા ત્યાં તો મીઠી પણ આવી પહોંચી.

કાનિયા અને પરબતને જોઈ છૂટે છેડે અને ઉઘાડી છાતીએ ચાલી આવતી મીઠીએ ઓઢણાનો છેડો છાતી પર નાંખ્યો અને કાનિયા સામું જોઇને હસી પડી.

"કાં કાનાભાઇ, ડુંગર ઉપર આવવું છેના ?" મીઠા સ્વરે મીઠીએ પ્રશ્ન કર્યો અને ઢાળેલા નયને માથા પર ભાત સહિત એ ડગલાં છેટે આવી ઉભી.

"ભાત એક જણાનું માંડ માંડ હશે એમાં અમારા જેવા એ મે'માન આવશે તો મુંઝવણ થશે." કાનિયાએ કટાક્ષ કર્યો.

"ઈ તો આઈ લાજ રાખશે. હાલો હાલો તમારા જેવા મેમાન અમારે ત્યાં કયાંથી ?" શબ્દે શબ્દે ધીમું ધીમું હસતી મીઠીએ પગલાં ઉપાડયાં.

પરબત તો ખરેડીને ખાંગા થયેલા ગિરનાર પર્વત સરીખો ખાંગો થઈ ગયો.

"કાં પટેલ, આમ આભામંડળ જેવા કેમ બની ગયા ?" કાનિયાએ પરબતની મશ્કરી કરી.

"કાનિયા, એને ઉભી રાખ અને હજુ એક વેણ વધુ બોલે એવું કંઈક કર."

મીઠીની પીઠ પાછળ પોતાની આંખ્યો ચોટાડી દીધી હોય તેવી સ્થિતિમાં પરબતે કાનિયાને સૂચના આપી.

કાનિયાની નજર પણ ફરી પાછી મીઠી તરફ ઠરી. એના દિલમાં એકાએક એક વિચાર આવ્યો અને વિચારને અમલી બનાવવા માટે એ થનગન્યો.

"પરબત, તારે એને વધુ સાંભળવી છે ?"

"સંભળાવ તો તારી મેં'રબાની. કોયલને વધુ સાંભળવાનું મન કોને ન થાય ?"

કાનિયો પરબતની વધુ પાસે ગયો અને એના કાનમાં ધીમેથી વાત કરી.

"કેમ, હિંમત કરશું ?"

"જેવી તારી મરજી."

"મને તો ઈ ના નહિ પાડે."

"અને મારૂં શું ?" પરબતે સહેજ ઠરડાઈને કાનિયા સામે મીટ માંડી.

"તારૂં પછી થઈ રહેશે. તું હમણાં અહીં ઉભો ઉભો જોયા કરજે. મારૂં થશે એ તારૂં પણ થશે."

પરબતને મૂકી કાનિયો મીઠી પાછળ પડયો.

પોતાની પાછળ ઉતાવળે પડતાં પગલાં સાંભળી મીઠીએ ઉભા રહી પાછળ જોયું તો કાનિયો આવતો દેખાયો.

"કાં કાનજીભાઈ, કેમ આમ ?"

"તેં શિરામણીનું નોતરૂં આપ્યું તે હું શિરાવવા આવું છું."

"હો... હો... હાલો હાલો." ડુંગર પર આજ તો ચારણિયાણીના હાથના રોટલા ખાજો. હં... પણ કામઢી કણબાણુ જેવા અમારા રોટલા નહિ હોય !" મીઠી મજાકમાં હસી.

એ હાસ્યમાં કાનિયો ભાન ભૂલ્યો અને એણે તો ઓચિંતા મીઠી તરફ પોતાના હાથ લંબાવ્યા.

ઓચિંતો શરીર પર હુમલો થતો જોઇ મીઠી એક ક્ષણ ગભરાઈ, પણ બીજી પળે જોર કરી કાનિયાની બાથમાંથી પોતાનો એક હાથ છૂટો કરી માથા પર ભાત સાથે ઉપાડેલી

ભરેલી છાશની દોણી એ કણબીના મોઢાપર જોરથી મારી.

"હાં હાં, મીઠી શું કરે છે?"

"તારૂં કપાળ! આંધળો થયો છે? કોને બાથ લીધી એનો ખ્યાલ છે કે?"

"મારી મીઠીને."

આ શબ્દો પૂરા થાય તેટલામાં તો મીઠી બળ કરીને કાનિયાની બાથમાંથી છૂટી ગઈ.

કાનિયાએ ડુંગરમાં આસપાસ નજર કરી, એકાંત જોઇ પરબતને સાદ કર્યો.

પરબત દોડતો આવ્યો અને એણે મીઠીને વાઘણની માફક ઘૂરકતી જોઈ.

"પરબત, હાલજે. મારી આ મીઠી વિફરી છે. આપણે પણ આજે આ પાર કે પેલે પાર જેવું કરવું છે. આપણે બે ભાગદાર. તારી અને મારી બેયની મીઠી અરધો અરધ. કેમ મીઠી માનવું છે કે નહિ?"

"એ કાનિયા, સંભાળીને બોલ નહિ તો આ પા'ણો તારો બાપ નહિ થાય."

મીઠીએ ત્રણ ખુણિયો એક પા'ણો હાથમાં લીધો અને સીધો કાનિયાના કપાળમાં ઠોકયો.

ચારણિયાણીના હાથનો ઘા પડતાં કપાળનાં બે ફાડાં થઈ જાય તેવો ઉંડો ઘા કાનિયાના કપાળમાં પડયો.

મીઠીએ બીજો પા'ણો ઉપાડયો અને પરબત ભાગ્યો.

( ૩ )

"આઈ આવો."

"દીકરા, સોમચંદને ત્યાં ઘીનો હિસાબ કરીને આવું."

"મા પણ એક વાત કહેવી છે."

"શું વાત છે બોલને?" વૃદ્ધ ચારણિયાણીએ ઓતમચંદ વાણિયાના હાટને પગથીયે પગ મૂકી થડા પર બેઠેલા વાણિયા સામે આતુરતાથી જોયું.

"એમ ઉભાં ઉભાં થાય એવી વાત નથી. તમે જરા ઉપર આવો અને નિરાંતથી બેસો તો વાત કરાય."

"ભલા માણસ બોલી નાખને. મારે હટાણું કરવાનું હજુ ઘણુંય બાકી છે."

"આઈ, ખાનગી વાત છે."

"ખાનગી વાત અમારે કે'વી!? જેને સાચું બોલવું, સાચું ચાલવું, સાચું રહેવું, સાચું જીવવું એને ખાનગી કેવાં?" ડોશીની આંખ્યોમાં સતનાં તેજ ચમકયાં.

"પણ મા બહુ વિચારવા જેવી વાત છે."

આખરે ડોશી ઓતમચંદની દુકાન પર ચડી અને માથા પરની લુગડાંની પોટલી ઉતારીને બેઠી.

"બોલ, શું કહેવું છે?"

"આ તમારા નાના દીકરા વાજસૂરની વહુ છે ના, એની આખા આદિત્યાણામાં વાતું થાય છે."

"શું વાતું થાય છે?"

"ઈ જરા બહારપગી લાગે છે અને..."

"ઓતમચંદ, ખોટું બોલીશ તો કીડા પડશે. સાચે સાચું હોય ઈ કે'જે." વૃદ્ધ ચારણિયાણીની આંખ્યો લાલ થઈ.

"અમે તો મા સાંભળીએ ઇ કહીએ, બાકી તો કાનને દોષ છે."

વૃદ્ધ ચારણિયાણી ઓતમચંદની દુકાનેથી આગળ વધી ત્યાં શીવશંકર પંડયા સામા મળ્યા.

" કાં આઈ, આજ તો બહુ ઉતાવળમાં લાગો છો ? "

" ગોર, ગામમાં આવી ત્યારથી કંઇ કામ થયું નથી. "

" નેસડામાં બધાંય ઠીક છે ના ? "

" હા, તમારા જેવા પવિતર માણસને પગલે બધું ય ઠીક ઠીક છે. "

" મા, જરા મારી ડેલીએ આવશો ? "

" ગોર માબાપ અત્યારે તો મને માફ કરો હજી બજારમાં ઘણુંય કામ છે. "

" પણ મારે પણ તમારૂં જરૂરનું કામ છે. હાલો હાલો જરાપણ વાર નહિ લગાડું. "

શિવશંકર પંડયા વૃદ્ધ ચારણિયાણીને લઇ ફળિયામાં દાખલ થયા અને ઓસરીમાં ખાટલો ઢાળ્યો.

" ગોર હું બેસીશ નહિ, તમારે કહેવું હોય ઈ ઉભાં ઉભાં કહી દયો. "

" માડી, વાત ખાનગી છે. "

" અરે ગોર તમે ય પવિતર પુરૂષ થઈ ને ખાનગી ખાનગી શું કરતા હશો ? "

" મા જમાનો એવો છે. આપણે શું કરીએ. આ જુઓને વાજસૂરની વઉ મીઠી માટે આદિત્યાણામાં બહુ ખરાબ વાત થાય છે."

" શું છે ? "

" મા બોલતાં જીભ ઉપડતી નથી, પણ કીધા વિના છૂટકો નથી. તમારી વઉએ તો બરડાના ડુંગરને પાપથી બોળી દીધો છે. "

"શા રીતે?" ડોશીનું આખું શરીર ધ્રુજી ઉઠયું.

"એણે એ રબારી સાથે બરડામાં લાગઠું કર્યું. અમારા ગામનો કણબી કાનજી એ જોઈ ગયો અને ચારણિયાણીને આ શોભે નહિ એવું કહ્યું કે ઉપાડીને કાનજીને કપાળમાં એણે પાણો માર્યો."

"આ બધું ગોર તમને કોણે કહ્યું?"

"ગામ આખુંય એજ વાત કરે છે. ગામને મોઢે થોડું ગરણું બંધાય છે?"

"પણ મારી વહુ તો માત્ર વાજસૂરને ભાત આપવા સવારમાં એક જ વખત જાય છે."

"હા, ઈ ભાતે જ એના જીવનનું નખોદ વાળ્યું છે. મા અમે બોલીએ તો પાપમાં પડીએ, બાકી હજુ તો ઈ ભતવારી વિષે બીજું ઘણુંય બોલાય છે."

× × ×

મીઠીની સાસુએ શંકાથી મીઠી સામે જોયું. અને એક વખત આંખ લાલ કરી એ જુવાન વહુને સંભળાવી દીધું:

"મીઠડી, તેં ચારણ નામને એબ લગાડી છે."

માથે પહાડ તુટી પડયો હોય તેવી રીતે ચમકી મીઠીએ મા સરીખી એ સાસુ સામે જોયું.

"બાઈજી, શું બોલો છો?"

"તારૂં કપાળ, તેં બરડાપર જે કાળાં કરમ કર્યાં છે એની શરમકથા સાંભળી મારૂં કાળજું ચીરાઈ ગયું છે."

"પણ ઈ તમને કહ્યું કોણે?"

"આખું આદિત્યાણું કહે છે એથી બીજો પુરાવો શું જોઈએ છે."

"આદિત્યાણું કહે છે અને તમે એ માનો છો ખરાં?"

" તુંજ કહેને કે મારે એ માનવું કે નહિ ? "

" પણ તમને તમારાં છોકરાંઓપર આટલી શ્રદ્ધા નથી, તમને ચારણિયાણીના લોહીની વિશુદ્ધતામાં વિશ્વાસ નથી ? "

" મીઠી જા, મારે તારી સાથે વધારે વાત કરવી નથી. મને તારૂં મોઢું હવે બતાવીશ નહિ. "

× × ×

રોજની માફક મીઠી આજે પણ ભાત લઈને બરડાના ડુંગર પર ગઇ. એને ખબર મળી ગયા હતા કે કાનિયાએ અને પરબતે આખાયે આદિત્યાણામાં મીઠીના ચારિત્ર વિષે ખોટી ખોટી વાતોનું પ્રચાર કાર્ય કરી મીઠીના જીવનને કાળા ડાઘ લગાડવાની જોસભેર પ્રવૃતિ કરી હતી.

રોજ વનદેવી સરીખી ચાલતી મીઠી આજે બદલાઇ ગઇ હતી. આજે એની આંખ્યમાં કોઇ અગમ્ય પ્રકારની ચમક દેખાતી હતી.

નિયમ મુજબ બરડાની ટોચ પર જઇ પતિ સમક્ષ ભાત ઉતારી એણે એ યુવાન ચારણને સીધો પ્રશ્ન કર્યો.

" કેમ તમને પણ તમારી માની માફક મારાપર શંકા છે કે ?" હિંગળા જેવી લાલ આંખોએ મીઠીએ વાજસૂર સામે જોયું.

" મીઠી, માનીશ ? આખું જગત આવીને કહે કે મીઠી બહારચલી છે તો પણ આ વાજસુરના દિલમાં મીઠી માટે લેશ પણ શંકા નહિ જ આવે. "

" એટલો મને સંતોષ છે. અને ચારણ, તમારી એ શ્રદ્ધાને સાચી પાડવા હું ધરતી માતાને પ્રાર્થના કરૂં છું કેઃ હે માતાજી, જો મેં આ ચારણ સિવાય બીજા દરેક પુરૂષ તરફ મને વચને અને કર્મે હંમેશાં એક બહેન ભાઇ તરફ સ્નેહભાવ રાખે, તેવો નિર્દોષ

ભાવ રાખ્યો હોય અને મારી જો એ વાત સાચી હોય તો મને તારા જેવી બનાવી દઇ તારે ખોળે લેજે......"

વાજસુર આ શબ્દો પુરા સાંભળે ન સાંભળે ત્યાં તો સતીત્વને તેજે રાચતી એ ચારણિયાણી પથ્થર થઈ ગઇ.

× × ×

આજે રાણાવાવ સ્ટેશનની બરાબર સામે બરડાની ટેકરી ઉપર પથ્થર સ્વરૂપે ઉભેલી એ ભતવારીની લોકકથા બરડાનો એકે એક માણસ જાણે છે અને ગાય છે કે;

'સતીત્વ તેજે રાચે સોરઠ'



# શ્રી. ગોકુલદાસ દ્વા. રાયચુરાનાં લખેલાં બીજાં પુસ્તકો

## લોકસાહિત્ય :

| | | |
|---|---|---|
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ : આવૃત્તિ બીજી [સચિત્ર] | રૂા | ૨–૦–૦ |
| સોરઠી લોકવાર્તાઓ : [સચિત્ર] ... ... | ,, | ૧-૧૨-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ : આવૃત્તિ બીજી [સચિત્ર] | ,, | ૧–૮–૦ |
| વ્યાસજીની વાર્તાઓ : [સચિત્ર] ... ... | ,, | ૧–૮–૦ |
| ગ્રહરાજ : [સચિત્ર] ઐતિહાસિક નવલકથા | ,, | ૧–૮–૦ |
| મહીપાળદેવ : ,, ,, ,, ,, | ,, | ૨–૮–૦ |
| સોરઠરાણી : ,, ,, ,, ,, | ,, | ૧–૮–૦ |
| નગાધિરાજ : ,, ,, ,, ,, | ,, | ૧–૮–૦ |
| કુળદીપક : ,, ,, ,, ,, | ,, | ૧–૮–૦ |
| સોરઠપતિ ,, ,, ,, ,, | ,, | ૧–૮–૦ |
| સોમનાથની સખાતે ,, ,, ,, | ,, | ૧–૮–૦ |
| રસિયાના રાસ : [સચિત્ર] લોકગીતો ... ... | ,, | ૧–૦–૦ |
| કાઠિયાવાડી દુહા : [સચિત્ર] ... ... | ,, | ૧–૦–૦ |
| દુહાની રમઝટ : [સચિત્ર] ... ... ... | ,, | ૧–૮–૦ |

## સામાજીક નવલકથાઓ :

| | | |
|---|---|---|
| સ્નેહપૂર્ણા : [સચિત્ર] ... ... ... | ,, | ૩–૦–૦ |
| પ્રેમલીલા : [સચિત્ર] ... ... ... | ,, | ૧–૪–૦ |
| લખેશરી : [સચિત્ર] ... ... ... | ,, | ૨–૮–૦ |

## નવલિકાઓ :

| | | |
|---|---|---|
| રાયચુરાની રસીલી વાર્તાઓ : આવૃત્તિ બીજી [સચિત્ર] | ,, | ૧–૮–૦ |
| રાયચુરાની રસકથાઓ : [સચિત્ર] ... ... | ,, | ૧–૮–૦ |
| ગાંધીયુગની વાર્તાઓ : [સચિત્ર] ... ... | ,, | ૦-૧૨-૦ |

## હાસ્ય–રમુજ–કટાક્ષ :

| | | |
|---|---|---|
| હાલચીવડાની દસ વાર્તાઓ : [સચિત્ર] ... | ,, | ૧–૮–૦ |
| હાલચીવડાનો ડાયરો : [સચિત્ર] ... ... ... | ,, | ૧–૮–૦ |

| | | | | |
|---|---|---|---|---|
| રાયચુરાની રસમસ્તી : [સચિત્ર] | | ... | ... | ,, ૨–૮–૦ |
| હાલચીવડાનું હાસ્યદફતર : [સચિત્ર] | | ... | ... | ,, ૧–૮–૦ |

**કાવ્યો : ગીતો :**

| | | | | |
|---|---|---|---|---|
| નવગીત : | ... | ... | ... | ,, ૦–૬–૦ |
| રાસમંદિર : બીજી આવૃત્તિ [સચિત્ર] | | ... | ... | ,, ૧–૦–૦ |
| સંગીતલહરી : | ... | ... | ... | ,, ૦–૮–૦ |
| કુંચગીતો : | ... | ... | ... | ,, ૦-૧૨–૦ |

**અંગત વિચારો : ગદ્ય :**

| | | | | |
|---|---|---|---|---|
| પારેવાં : | ... | ... | ... | ,, ૦–૬–૦ |

---